**શ્રી. વિજયરાય વૈદ્યની** હમણાં જ બહાર પડેલ **"ગુજરાતી સાહિત્યની રૂપરેખા"** (સયાજી સાહિત્યમાલા પુષ્પ ૩૮૫)માં **પ્રો. ઠાકોરની** વિવિધ સાહિત્ય સેવા અને તેના મૂલ્ય વિષે એ વિદ્વાન કર્તા લખે છે:—

કવિ વિવેચક અને નિબંધકાર તરીકે,— જેમ નાટકાદિમાં પણ, સર્જક ભાષાંતરો દ્વારા પણ,— **પ્રો. ઠા.**ની અર્ધશતક પર્યંત ચાલેલી અદૃષ્ટપૂર્વ સેવા એવી છે કે એમને અભિનવ ગુજરાતી કવિતાના આદ્યદૃષ્ટા પદે તો સ્થાપે જ છે, વળી પ્રૌઢ બુદ્ધિ પ્રવર્ણોનું— વિશેષે વિવેચક લેખકોનું આચાર્યપદ પણ તેમને અર્પે છે.

...તેમણે વર્ષોના કાર્ય વડે કવિઓ ઘડયા છે તેમ વિદ્વાનો પણ ઘડયા છે...

(પૃ. ૨૪૯-૫૦)

# પ્રો. ઠાકોરની કવિતા વિષે

૧ **શ્રી કનુ મુનશી** ( Gujrat & its Literature pp 288-291 ):
. . . perfect harmony of sound and sense. Emotion is expressed with exquisite selfrestraint. A little picture is drawn by deft touches and the more it is viewed the lovelier it grows ... can strike a true note of pathos ... contains the germs of future progress in Gujrati lyrical poetry ...

૨ **શ્રી રામનારાયણ પાઠક** ( રેખા, આગસ્ટ ૧૯૩૯: પ્રસ્થાન, શ્રાવણ ૧૯૯૫ )
અત્યારે મ્હારા પ્રિય કવિ તો ન્હાનાલાલ કાન્ત અને પ્રો. ઠાકોર એ ત્રણને જ હું ગણાવી શકું.

૩ **શ્રી ઉમાશંકર જોષી** (ગુજ. સા. સભા કાર્યવહી ૧૯૩૯–૪૦ પૃ ૧૭૦-૧૭૯; કૌમુદી, ફેબ્રુવારી ૧૯૩૯)
નવી કવિતા કથચિત્વ પરત્વે મહાત્મા ગાંધીજી અને આયોજના પરત્વે પ્રો. ઠાકોર એમ બે ભિન્નાભિન્ન પ્રકારની વ્યક્તિઓના ખભા ઉપર ચડીને ચાલી રહી છે. (સાથે ઠઠ્ઠા ચિત્ર પણ છે, સાહિત્યપ્રગતિની દેવીને પાલખીમાં બેસારી છે, તેને ઉપાડનાર આગલો ભાઈ પ્રો. ઠાકોર, પાછલો છે – પૂજ્ય ગાંધીજી !)

૪ **શ્રી સુંદરમ્** (ગુજ. સા. સભા કાર્યવહી, ૧૯૩૫: વિ–૩ પૃ ૪૩ થી ૯૨ )
આ આખું વ્યાખ્યાન પ્રો. ઠાકોર પ્રકાશિત ભણકાર પ્હેલી ધારા. બીજી ધારા, અને મ્હારાં સોનેટની લાંબી સમભાવી વિવેચના છે તેના ઉપસંહારમાંથી અત્ર માત્ર થોડી લીટી–
શ્રી ઠા. ના સાહસપૂર્ણ પ્રયોગોથી ગુજરાતની કવિતાને નવો દેહ મળ્યો છે. ભાષા તથા નિરૂપણ વિષે નવી દૃષ્ટિ મળી છે. આર્યત્વના ઉપાસક પાસેથી હૃદયની વિમળ અને વિશુદ્ધ આસ્થા મળી છે. ઉગતી પ્રજાને પૌરુષની પ્રેરણા મળી છે. સહૃદય હૃદયોને મિલનનાં અને વિરહનાં સ્નેહભર્યાં ઊર્મિહિલોળો મળ્યાં છે. ક્રાન્તિને જમાને ન જન્મેલી આ કવિતાએ પોતાના ક્ષેત્ર પૂરતી આમૂલ ક્રાન્તિ પ્રકટાવી છે. ગુજરાતી કવિતાની કાયાપલટ સાધી છે....

બળવંતરાય ક. ઠાકોર

કૃત

# ગોપીહૃદય

શ્રી રૈહાના અબ્બાસ તૈયબજીના 'હાર્ટ ઑફ એ ગોપી' એ ઇંગ્રેજી
ઉપરથી પરંતુ મુક્ત પૃથ્વી છંદમાં સળંગ સ્વતંત્ર
આખ્યાન કાવ્ય

**શ્રી અંબાલાલ બાલકૃષ્ણ પુરાણીના પ્રવેશક સાથે–**



* * *

( પદ )

બાણું આંતરડું બાંકે ઊંચે ટોકે
ભૂત શું ત્યહાં અજબ ગવાક્ષ ટોકે !
દિસે વાદળી જ્વલિત થોકથોકે
વળી પાતળી લાંબે અનંતગોખે !

* * *

એન. એમ. ત્રિપાઠીની કંપની.

સં. ૧૯૯૯ મૂલ્ય રૂ. ૨-૪-૦ સાદી ઈ. ૧૯૪૩

# અર્પણ

આજન્મસ્નેહી

પ્રિય ભાઈશ્રી મોહનભાઈ કબા ગાંધી :

(આર્યા) તમ ઉમરીબાગે આ
ગદ્યકાવ્યથી સુહાવી જગબાગ,
રંક આપણા પર
ઉતારું તે, સાંભળો મોહન.

ઈ. ૧૯૪૧.

## અનુક્રમણી:





# ગોપીહૃદય

## નિવેદન

હું નાસ્તિક નથી, છતાં મ્હારું 'શાપું ત્હને!' (ભણકાર ૧૩૨-૫) નાસ્તિક ચિત્તંત્રની ધગધગતી વરાળ રૂપ છે. બૌદ્ધ નથી, છતાં મ્હારું 'બુદ્ધ' (ભ ૨૮૩-૯), એક છોટાશા પ્રસંગનું ગજું નેટલો એ મહાનુભાવને આલેખવાનો પ્રયત્ન છે. વૈષ્ણવ કે ભક્ત છું નહીં, ને આ કાવ્યમાં શ્રી નંદકિશોરને કાવ્યવિષય બનાવું છું. આખી રચના સળંગ મુક્ત પૃથ્વી છંદ ('બ્લૅન્ક વર્સ'ના ગુજરાતી પ્રતિનિધિ)માં છે, એ પણ સાહસ ગણાય. ક્યાં આપણાં લોકપ્રિય આખ્યાનોનાં 'કડવાં' અને 'માહડાં', અને ક્યાં આ મ્હારાં 'મંગળ'!

૨ મુક્તછંદી લઢણ મ્હારો સ્વાંગ ઇજારો ('કૉપિ-રાઇટ') રહી નથી. આપણા ઉછરતા કવિજન હાયકે હાયકે એને સારી સંખ્યામાં અપનાવતા જાય છે. મુક્ત પૃથ્વી અને ગુલ-બંકી મ્હને બેસી ગયા. ને પછી આ ચોથા દાયકામાં એ બે ઉપરાંત મુક્ત (મિશ્ર) ઉપજાતિ. મુક્ત (મહાભારતી) અનુ-ષ્ટુપ. મુક્ત શાર્દૂલવિક્રીડિત, અને મુક્ત વસંતતિલકા (શુદ્ધ અને ઉપજાતિ) એમ અનેક મુક્ત છંદોને મનમોજે રમાડતા આપણા ઓછામાંઓછા બારચૌદ કવિજુવાનોને જોઉં છું. હવે

એના વિશેષ ફેલાવનો આધાર વાચકો કલામય કવિતાવાચન કરતા થઈ જાય, તે ઉપર છે. કવિતાવાચનની આપણી પેઢી ઉતાર ચાલી આવેલી લલકારલઢણ, એટલે કે રાગડો ખેંચવાની અર્થહીન અસુઘડ રીત, જેને હું કવિતાકલાની સંગીતગુલામી જણાવું છું તેનો જ એક પ્રકાર છે. ગીતો હોય તે ભલે ગવાય, બલ્કે ગવાવાં જ જોઇએ. સારી રીતે ગવાય એ જ તેમની સિદ્ધિપ્રસિદ્ધિ. આનો વિરોધ કરનારને કલાને નામે અક્ષર સરખો બોલવાનો અધિકાર નથી. પણ કવિતાને ને રાગરાગણી લલકારને ન લાગે ન વળગે, કવિતાનું બીજા સાંભળે એવું વાચન કવિની લયરચનાને ડગલે ડગલે પકડી યથાયોગ્ય વેગ-પલટે, અવાજની ચડઊતરે, લાગણી માત્રાના ફરતા જતા અનુબિંબને, અને અર્થાનુસારિ ભારવૈવિધ્યે થાય, તેનેજ કલામય વાચનનું નામ ઘટે, નહીં કે મધુરકંઠીય રાગડાને. કવિતાને પોતાના શોખથી "મનમાં" વાંચે, તે પણ ઉપર વર્ણવેલ સુઘડ વાચનકલાનો જેટલો ટેકો લઇ શકે, તેટલે દરજ્જે જ કવિ અને કાવ્યના રસ અને મર્મને આંબે. નાટક-માંના ગદ્યપદ્ય વિષે આ સૌ સ્વીકારે છે એટલું બધું સ્વતઃસ્પષ્ટ ('ઍક્સિઓમૅટિક') છે. નાટકમાંનું વીરપુરુષનું ભાષણ પુત્ર કે પતિ ગુમાવતી નાયિકાના રુદનની જેમ વાંચો જોઇએ! ભાસ અને કાલિદાસનાં નાટકોમાં કટાક્ષ વક્રવચન આદિ એમ રહ્યાં, જેના આપણા વેદિયા પંડિતોએ ગંભીર વચનો ગણીને સૈકાઓ લગી ખૂન કરેલાં છે. એટલે હું તો માનું છું અને કહ્યા

કરું છું કે તખ્તા પર ભજવાય એવાં નાટકોમાં મુક્ત છંદો મુખ્ય વાહન બને, તો કવિતાના આ કલામય એટલે યથાયોગ્ય અર્થદ્યોતક વાચન રૂપ સુધારો વ્હેલો પ્રસરે. લોકપ્રિય નટ-નટીનાં અનુકરણ સેંકડો શ્રોતા પોતાની મેળે કરે, અને એમ કવિતાને સંસ્કારી રીતે વાંચતા ઉચ્ચારતા બની જાય. પરંતુ નાટકોના સર્જનમાં આપણે હજી ઘણા પશ્ચાત છિયે. શ્રી અનંતપ્રસાદ પટ્ટણી અને સ્વ. વિનાયક નંદશંકર મ્હેતા જેવા કોઇક સર્જક આપણને ભજવતાં ખીલી આવે એવું નાટક રચી આપે છે, તો તેને કોઇ નટચમૂ તખ્તા પર આણતી નથી. પારસી સર્જકોએ નાટકસાહિત્ય અને નાટક ભજવવાની કલા મઝાનાં ખિલવ્યાં છે, પણ એ સર્જકો આપણી શિષ્ટ ભાષાને કે મુક્ત છંદોને મુખ્ય વાહન બનાવી શકે એ આશા પણ રખાતી નથી. એઓ પારસી શ્રોતામંડળને ખૂબ રસ આવે એવાં સામાજિક નાટકો પારસી બોલીમાં રચવામાં જ પડી ગયા છે. આપણામાં જે બીજા ગણતર નાટ્યસર્જકો પાકયા ગણાય, તે અર્વાચીન યુરોપીય નાટ્ય સાહિત્યને ખોટે ચીલે* ચાલી ગદ્ય નાટકો જ લખે છે, કિંવા નાટકમાં ઘુંટડે ને ઘુંટડે સંગીત આણી સંગીતના જલસા (ઑપેરા) રચીને જ લોકપ્રિય થવા ચાહે છે. ગુજરાતી નાટ્યકલાની આજે હજી પણ આ સ્થિતિ ચાલી રહી છે, તેમાં ક્રાન્તિ આણતી નૌજુવાન પ્રતિભા

* આ ચીલો ખોટો છે તે એમનામાં સમરસેટ મૉગમ જેવા કોઇ કોઇ સમજે ય છે. જુવો એ કર્તાની આત્મકથા.

ક્યારે પલટો આણશે, તે સુઝે એમ નથી. એટલે દરમિયાન મુક્ત છંદોમાં વર્ણનકાવ્યો રચાય, તેમાંથી લોકપ્રીતિ જેમ વધારે રચનાઓ મેળવે, તેમ તેમ વાચકોમાં મુક્ત છંદોનો પરિચય અને તેમના પ્રતિ આદરભાવ ફેલાવા પામે. મુક્ત છંદો સર્જાયા છે, એ તો પાંચશેરમાંથી પડેલી પૂણી જ કંતાઈ છે!

૩ દાયકા વડોદરાને વતન ગણ્યું તે દરમિયાન મ્હને એક મોટો લાભ આ થયો કે શ્રીમતી બ્હેન રેહાના અબ્બાસ તૈયબજીની થોડીઘણી ઓળખાણ પામ્યો. આર્થિક ભીંસ અને માનસિક વ્યગ્રતા વધતી જ જાય છે, એવા કાળમાં વસતીનાં (નિષ્કિંચન અને લાપરવાહથી ઉપલાં) તમામ થરમાં ધર્મો અને પંથો કટાયકજાગે, ભક્તિભાવ ફટકી જાય, લોક સ્વાર્થી દુન્યવી ખુદબુદજી મેલા મનના બનતા ભાસે, તેમાં કશી નવાઇ નથી. આવા સમયમાંય શ્રીમતી બ્હેન ખરે ઉન્હાળે નિર્મળ શીતળ ગિરિઝરણું હોય ને એવાં આદર્શ ભક્ત છે. કુદરતી બક્ષીસો અને યથાયોગ્ય પાકતા સંસ્કારોને શુભ મેળે મુસ્લિમ ક્યારામાં આ ફૂલ ઊઘડ્યું છે, એ વળી વિશેષ નવાઇની વાત છે. પણ અબ્બાસ સાહેબને જે કોઇ ઓળખતું તે તો તુર્ત સ્વીકારશે કે એમનાં પુત્રી આવાં હોય એમાં કશી નવાઇ નથી. એમનું 'હાર્ટ ઑફ એ ગોપી' (૧૯૩૬) મ્હારા જોવામાં આવ્યું ના હોત, એ તો એક વિરલ અને વિશ્વસનીય માનસિક વિકાસ ('સાઇકિલક ગ્રોથ') નો અહેવાલ ('રેકર્ડ') છે એવું એનું મૂલ્યાંકન—સર્જક બ્હેનની અંગત પિછાન ઉપરથી હું

કરી શક્યો, તેમ બનવા પામ્યું ના હોત,—તો આ 'ગોપીહૃદય' રચાવા જ પામત નહીં, એટલી બધી આ મ્હારી કૃતિ એ આગલીની ઋણી છે. સામી બાજુએ મ્હારા કાવ્યના પાનાં ફેરવતાં ય જણાઈ રહેશે, કે એ અનુવાદ નથી, સમભાવી અનુકરણે નથી, સ્થલે સ્થલે ગાંઠનું ઉમેરે છે, મૂળનું છોડી દે છે ટુંકાવેલ લાવે કે બીજી રીતે ફેરવે છે; અને બે વચ્ચે એકંદર ફરક એટલો વધી જાય છે કે આને માટે મૌલિકતાનો દાવો પણ કદાચ ઉચિત ઠરે—અનુચિત ન ગણાય—એવું એ સર્જન છે. આ નવા અંશોમાંથી કોઇ કોઇ—અગર મૂલના જતા કરેલા અંશોમાંથી કોઇકનો ત્યાગ—શ્રીમતી બ્હેનને ખૂંચે પણ. વળી મ્હારે ભાર દઈને કહેવું છે કે આના દોષ તે આના જ, મ્હારા જ, છે; શ્રીમતી બ્હેનને કે તેમની સુકુમાર કૃતિને રજ પણ આરોપવાના નથી* અને ઉપર સ્પર્શેલા તફાવતો વિષે

* માત્ર નાયિકાનું નામ ફેરવી ઊર્મિલા, રંજના, મલ્લિકા, ઇંદિરા કે એવું રાખ્યું હોત; આ આખ્યાનકને ય 'ઊર્મિલા આખ્યાન' કે એવું નવું નામ આપી દઈ, ટિપ્પણમાં ઋણસ્વીકારી 'હાર્ટ'માંના જે અંશ જે જે ફકરા અહીં લગભગ એના એ જણાય તેની યાદી આપી દીધી હોત, તો એમ કરવામાં જરાય મુશ્કેલી ન્હોતી, અને લાભ આ થાત કે આ બેના અન્યોન્ય સંબંધ વિષે ગેરસમજો ઓછી થાત કદાચ. વ્યવહારૂ દૃષ્ટિએ પણ એ માર્ગ વધારે સારો ગણાત એવો, કદાચ. ઋણસ્વીકાર વિષે કોઇને જરાપણ અસંતોષ ન રહે એવો જ માર્ગ મ્હને ઉત્તમ લાગ્યો; મૌલિકતા સર્જકતા આદિ માટે માત્ર નામફેરનો વાવટો ફરકાવવો મ્હને ન ગમ્યો. ગેરસમજોને જોખમે પણ 'શર્મિલા' અને 'ગોપીહૃદય' નામ જ રાખ્યાં છે.

ટિપ્પણમાં પ્રસંગોપાત્ત વિગતો આવે છે, એટલે અહીં લંબાણ કરતો નથી. જે કોઈ વાચકને આવા તુલનાત્મક અભ્યાસમાં રસ જાગે—જામે, તેણે તો 'હાર્ટ' અને 'હૃદય' સાથે સાથે વાંચી પોતાના સ્વતંત્રમત બાંધવા, મ્હારી કે મ્હારી સામેની વકીલાત (કોઇ કરે તે) ને ગણકારવી જ નહીં. ઇંગ્રેજી જાણતો ગુજરાતી મુક્તછંદી લયપ્રવાહના ઓછા પરિચયવાળો તો ય સાહિત્યશોખી વાચક, ખાસ પ્રયાસે કરવો નહીં પડે ને 'હાર્ટ'નો ઉપાસક બની જશે એમ માનું છું વળી સાંભળ્યા પ્રમાણે 'હાર્ટ'નો તરજુમો લખાય છે તો આના પ્રકાશનથી એ પ્રીતિકાર્ય અટકાવવા કશી જરૂર નથી: ભલે 'હાર્ટ'ના અનુવાદ લખાતા અને પ્રકટ થતા, અટકાવ કરવાનો મ્હને કે કોઇને જરા પણ હક્ક નથી:

૪ જેમ જેમ આ સર્જનનો અંત સમીપ આવતો ગયો, તેમ તેમ મ્હને ચટપટી થવા લાગી : મ્હારી કલ્પનાદિ કાવ્યશક્તિઓને આ કૃતિ ન્યાય કરશે ખરી, પરંતુ. જે અસાધારણ ભક્તજીવ અને ભક્તજીવનના અછડતાય પરિચયે આ ભક્તિકાવ્ય રચવાના મનોરથ રૂપ બીજક મ્હારા સાહસિક કે પ્રયોગશીલ ચિત્તંત્રમાં વાવ્યું, જે શ્રીમતી બ્હેન રૈહાનાએ મ્હને આ વિષયે વળગાડયો, તેમને તો મ્હારી આ રચના ન્યાય કરીજ નહીં શકે તેનું શું? મ્હારા માનસના ગુહાપ્રદેશમાં પાંચ કે પચાસ દિવસ નિરંતર ચાલી રહેલી આ ચટપટીનો સરલ સુંદર ઉકલ એક પ્હરોડે મ્હારી

આંખ ખુલતેવ આપોઆપ મળી ગયો. આપણી પ્રજાના શિષ્ટ લેખકોમાંજરા આઘા અને એકમાર્ગી તથાપિ એક બંધુ છે ખરા: ગુર્જરજનની રેવાજી ઉપર ભક્તિભાવે સુહૃદ; એમનાં મ્હારાં માતાપિતાના સ્નેહસંબંધે સુહૃદ; સાહિત્ય કૃતિઓ તેમ સામાન્ય સાહિત્ય કલા ફિલસુફી માનસશાસ્ત્ર દેશહિત દેશનેતાઓ હાલનાં આંદોલનો વગેરે વિષે વારંવાર પત્ર વ્યવહાર દ્વારા વિચાર વિનિમયે સુહૃદ; મ્હારી એમની વચ્ચે વધતી જતી અન્યોન્ય સંબંધી ન્હાનામોટા સુહૃદોની સજીવન સાંકળ વડે સુહૃદ; શ્રી અંબાલાલ બાલકૃષ્ણ પુરાણી, શ્રી અરવિંદના પીઢ અંતેવાસી. આ નામ સુઝતાંજ મેં વિનંતિ કરી જે એમણે તુર્ત સ્વીકારી કે હા, ત્હારાં આ કાવ્યનો પ્રવેશક લખીશ આ "ગોપીહૃદય" ની. શ્રી. રૈહાના બ્હેનને કે એમની ભક્તિને એમના શબ્દોને વળગી વળગીને પણ જે ન્યાય કરવાની મ્હારી મગદૂર જ નહીં તે સ્નેહી ભાઈ શ્રી પુરાણીનો આ "પ્રવેશક" તેમને નિસંશય કરશે, એમ મ્હારી ચટપટી શાંત થઈ. પ્રવેશક લખતાં લખતાં સ્નેહી ભાઈશ્રી એ શ્રી રૈહાના બ્હેન અને ભક્તિ ઉપરાંત મ્હારા વિષે મ્હારી કવિતા વિષે, એમ અનેક તંતુનો રંગબેરંગી ગોફ ગુંફ્યો છે, તે વિષે પાછું મ્હારે મતું મારવાનું હોય નહીં, માત્ર એ વાંચતાં પેલા ભોળિયા ગોલ્ડસ્મિથે વિકાર ઓફ વેકફીલ્ડની પ્રસ્તાવનામાં લખેલું એક વાક્ય સાંભરે છે તેજ ટાંકીશ: "આ નાચીજ વસમાં ખામી અને દૂષણ

અનેકાનેક છે, પણ વળી તે દરેક ખૂબી અને સુંદરતા છે એવી દલીલો પણ અનેકાનેક થઇ શકે એમ છે." વારૂ; એમનું ગંભીર ધીર ગદ્ય ગુજરાતના શ્રેષ્ઠ અધિકારીઓ હોંસે હોંસે વાંચે છે, તો સાથે સાથે મ્હારાં આ પદ્યનાય સદ્‌ભાગ્ય ઉઘડશે કે એવા અધિકારીઓનું ધ્યાન એના ઉપર પણ પડશે. સત્સંગ પોતાને માટે વાંછિયે ત્યારે પણ તેનાં સદ્‌ગામી ફલ મળેજ મળે.

૫ અર્પણ નિમિત્તે લખું છું તેમાંથી કશું અપ્રસ્તુત નહીં લાગે એવા ય કેટલાક વાચક તો મળશે એવી આશા રાખું છું. શ્રી મોહનભાઇને દેવ કે દેવોપમ ગણનારાય આપણા વ્હેમી લોકમાં હશે. એ વાચકબંધુઓ માટે કશું ન લખું, કેમકે મોહનભાઇ તો સારી રીતે સમજે છે કે પોતે માનવ-જંતુ જ છે. એ મહાત્મા બાપુ આદિ બન્યા છે તે એમની પ્રવૃત્તિ અને કારકિર્દીના ઉત્તરાર્ધની બલિહારી છે. થોડા જણ હજી હયાત છે જેમનો આ મહાપુરુષ સાથેનો સ્નેહસંબંધ જાહેર જીવનનો સંબંધ નથી, અંગત છે, છેલ્લાં વીશ પચ્ચીશ વર્ષનો નથી આખા જન્મારાનો છે. તેમના તો એ આદિથી મોહનભાઇ આખર લગી મોહનભાઇ રહેવાના છે. એ એમના સમવયસ્ક સ્નેહીઓ એમના પ્રતિ પૂજ્ય ભાવમાં કે એમની અસાધારણ મહત્તાને આંકવામાં મોળા છે, એમ લઇ દોડવાનું નથી. પણ ઘરડી જીભે નવતર નવતમ નામ અભિધાન ચડે જ શી રીતે વારુ? લાંબા આયુષ્યને અણુધાર્યે સંજોગે હું પણ

આ થોડા જણમાંનો છું. અમદાવાદ અને પૂણે હું જ્યારે જ્યારે એમને મળવા ગયેલ, અમદાવાદમાં તો એમનો અતિથિય થયેલ (હું થોડી ફેરાજ ગયેલ, ક્રમભાગ્યે વધો મુદ્દલ જઈ શકેલ નથી), ત્યારે ત્યારે મ્હને ભ્રિરલ મળતો સ્વજન ગણીને પોતે અને શ્રી કસ્તુરબા ઉમળકે અને હરખે અર્ધાં અર્ધાં થઈ ગયેલ. એ સૌજન્ય અને ઋજુભાવ કાઠિયાવાડીઓમાંથી હજી પણ છેક ઉડી ગયાં નથી. 'બલૂ,*' 'મોહન,' અને 'નભુ' રાજકોટ ગામમાં ઉછર્યા, રાજકોટની 'કાઠિયાવાડ હાઈસ્કૂલ'-માંથી મેટ્રિક થયા (જુદે જુદે વર્ષે). અમારો બચપણથી શરુ થયેલ અંગત સ્નેહ અમારા વડીલોના "ઘરવટ" સંબંધમાંથી અમને ઉતરેલા વારસા જેવો ય ગણાવી શકાય. † 'મોહન'ના મોટાભાઈ કાલિદાસ લાગટ ત્રણ વર્ષ મ્હારી સાથે એક વર્ગમાં (પછી એ પાછળ રહી ગયા.) એટલે મોહનભાઈ પ્રથમથી ટેવાઇ ગયા મ્હને મોટાભાઇની હારનો, એમનાથી મોટેરો) ગણવાને, જો કે જન્મદિવસ પ્રમાણે તો એ મ્હારા મોટેરા (બાવીશ દિવસે). અત્યારે આપણે દાયકાનો કે વધારે ફેર ના હોય તો મોટા ન્હાના વચ્ચે ભેદ ગણતા નથી. પણ તે સમયની

---

* આ ઉચ્ચારણ કાઠિયાવાડી; ભરૂચ સુરતનું તો 'બલ્લુ'; અમદાવાદ ચરોતરનું—?

† લગભગ સિત્તર વર્ષ ઉપરનો ઇતિહાસ કે ઇતિહાસકણ છે. રાજકોટ ગામ અને તેના ઠાકોરનું રાજ્ય તે વખતે સાવ ન્હાનકડાં. ઠાકોર બાવાજીરાજ સગીર હોઇને એમના વતી રાજ્ય ચાલતું—બ્રિટિશ એજંસીની દેખરેખ તળે—ચાર વ્યક્તિને હસ્તકઃ—(૧) બામા સાહેબ; (૨) કામદાર કબા ગાંધી; (૩) ન્યાયાધીશ મ્હારા વડીલ; (૪) નગરશેઠ મ ઉ કરસનજી મૂળચંદ, 'નભુ'ના મોટા કાકા.

વાત જુદી હતી. બારિસ્ટર થવા વિલાયત જતાં પ્હેલાં મોહનભાઇ એક સત્ર ('ટર્મ') કૉલેજમાં (મ્હારાથી નીચલા વર્ગમાં) હતા. એમનાં ઇંગ્રેજી પાઠ્યપુસ્તકોમાં કંઇ પૂછવું હોય, અને મોહનભાઇ અભ્યાસમાં પ્હેલેથી ઊંડા ઉતરનારા એમને પૂછવાનું વધારે હોય. તે નિયમિત રીતે અને વિનાસંકોચે મ્હને પૂછી લેતા. આમ પણ મ્હને મોટેરો ગણવાનું વલણ પોષાયું હોય. ઈ. ૧૯૧૮ માં રા. ભાઈશ્રી ઈંદુલાલ યાજ્ઞિકે કેળવણી સંમેલન ભરૂચમાં રાખેલું* તેની સમિતિઓમાં એઓ મ્હને વારંવાર મોટેરો અને જ્ઞાનવૃદ્ધ ગણે અને હું શરમાઉં. પછી પૂણાબંધુ સમાજની સભાઓમાં પોતે એક બે વાર પધારેલા અને બોલેલા ત્યારે પણ મ્હારે માટે એઓનું બોલવું થયેલ એ જ પ્રકારનું. વારુ. આ વીશ પચીસ વર્ષમાં ચાર પાંચ પ્રસંગ એવા આવેલા કે મ્હારે એમને હકીકત જણાવી અમુક સૂચના ચેતવણી વગેરે કરવાં પડેલ; દરેક પ્રસંગે એમણે તે તુર્ત અમલ કરી દીધેલો. પણ આ બાબતો ખાનગી, એટલે વિશેષ ન લખાય. અને બીજી રીતેય આ લખાણ ધાર્યા કરતાં લાંબું થઇ જ ગયું છે. તો પણ એક રેખા તો હજી ઉમેરવી જ જોઈએ. રાજકારણમાં એમના મ્હારા વચ્ચે પ્રથમથી સિદ્ધાંતોમાં મતોમાં, વલણોમાં, મહામોટા ભેદ, એમના 'હિંદી સ્વરાજ્ય'ને અને મ્હારાં 'ઇંડિયન એડ્મિનિસ્ટ્રેશન ટુ ડેન...'એ ગ્રંથને જરાતરાય સરખાવી જોશે, તેને આ વિષે જરાતરાય શંકા રહે

---

* આ પ્રસંગે લોકોની જાહેર સભામાં શ્રી મોહનભાઇને મેં ભવભૂતિનો એક જાણીતો શ્લોક લાગુ પાડેલો તેના અનુવાદ વગેરે માટે જુવો ભણકાર (૧૯૪૨) પૃ. ૨૮૧ અને (૭૭).

એમ નથી. અને તો પણ ધન્ય છે મોહનભાઈને કે એમણે મ્હને (કે મ્હારા જેવા મતના હિંદીઓને ય) પૂરેપૂરા દેશભક્ત ('પેટ્રિઅટ') ગણવામાં જરા પણ સંકોચ રાખ્યો નથી કે અમારી સાથેના અંગત સ્નેહસંબંધમાં રજ પણ ફેર પડવા દીધો નથી.

૬ ઇ. ૧૯૪૧ આખરે મોહનભાઈ જૂહૂ પધાર્યા ત્યારે મેં અમારા આજન્મ સંબંધ ઉપરાંત અભ્યાસ સાહેબ એમને તો 'ભાઈ,' ને રૈહાના બ્હેન એમને બેટી જેવાં, એમ બેવડા ટેકા ઉપર શ્રદ્ધા રાખીને આ રચના, કવિતા હોવા છતાં, એમને અર્પણ કરવા રજા માગી, તે લાગલી અને સસ્નેહ આપી દઈને મ્હારા ઉપર તેટલો જ આ કૃતિ ઉપર ભારે ઉપકાર કર્યો છે. "ત્હારી કવિતા જોઉં તો ખરો, મોકલ !" એવી તદ્દન વાજબી માગણી ય એમણે કરી હોત તો વાત ચુંથાઈ જાત, કેમકે ત્યારલગી તો અર્ધું ય પ્હોંચ્યો ન્હોતો. અને કલામય રચનાઓ તો ત્રણ પાસા વડે રમાતી ચોપટ જેવી: આપણી ને આપણા ભેરુની આઠે સોગઠી પાકે નહીં ત્યાં લગી આઠે કાચી. તેમ કલાકૃતિમાં આદિ મધ્ય અંત તમામ બરાબર બેસી ના જાય ત્યાં લગી બધું જ "ખડું !"

૭ છેવટ, આનું અર્પણ ગાંધીજીને કરવામાં હું માત્ર અંગત સ્નેહે પ્રેરાયો નથી. મોહનભાઈ તપસ્વી છે અને ભક્ત છે. રૂઢિચુસ્ત વર્ણાશ્રમધર્મી હિંદુ છે અને સ્વતંત્ર ચિંતક છે; આદર્શ જૈન જેવા છે આદર્શ ખ્રિસ્તી જેવા ય છે; એ હીરાને અનેક પાસા છે અને દરેક પાસો તેજ તેજનો અંબાર છે;

ધર્મ અને ફિલસૂફીમાં તેમ વ્યવહારની આંટી ઘાંટીઓમાં અખૂટ રસ લે છે અને સાથે સાથે અતિ મોટા પાયા ઉપર સક્રિય કર્મપુરુષાર્થી નેતારત્ન પણ છે. એમ, એક ભક્તિકાવ્યના અર્પણ માટે એમની સુપાત્રતા અનેકવિધ અને અદ્વિતીય છે. ખામી રહી જાય છે, આખામાં મ્હને ખૂંચે છે તે આ, કે આવા મહાપુરૂષને અર્પણ માટે તો મહાકાવ્ય જોઇએ, પોતે જેવા ચારિત્ર્યે વિરલોત્કૃષ્ટ છે તેવું કાવ્ય ગુણોત્કર્ષે વિરલ, અને અહીં તો મહાકાવ્ય, મધ્યમ કાવ્ય, અણુકાવ્ય, જે ગણો તે છે માત્ર આ રંક કૃતિ. શ્રી ન્હાના બ્હેનની પ્રતિભાના પ્રસાદે જે કંઇ કુલગૌરવ એનું ગણી શકાય તે વડે જ એ શ્રી મોહન ભાઇને નજર કરવા જેવી ગણાય કદાચ.

૮ મુદ્રણસફાઈ ઘાટસૌષ્ઠવ આદિનો જસ પ્રિય ભાઇ શ્રી જગન્નાથ દામોદરનો છે. કીંમત વિષે તો શું લખું. કાગળ વગેરેના ભાવ કેટલા બધા ચડી ગયા છે તેથી કોઇ અજાણ્યું નથી. એ ભાવો પ્રમાણે તદ્દન વાજબી ગણાય એવડી કીંમત ગ્રાહકને પરવડે પણ નહીં.

મુંબઇ, તા. ૧૩–૧૦–૧૯૪૩.

---

*** શુદ્ધિ–: પૃ ૮૮ પંક્તિ ૧૩૯ મી વાંચો–

...કૃષ્ણ 'ભદ્ર સહ આવિ પ્હોંચ્યા, અને

મહત્ત્વની શુદ્ધિ:– પૃ ૭૧ પંક્તિ ૭૦ ને બદલે

વાંચો– "વયે વરસ તેર ચૌદ." મુજ તા ૧ થી જોઈને

પૃ ૩૨ છેલ્લી લીટીને બદલે વાંચો–

લયે વરજી તેર ચૌદ!– શિશુ તોય દેવોપમ!

स्मृतापि तरुणातपं करुणया हरन्ती नृणा
मभङ्गुरतनुत्विषां वलयिता शतैर्विद्युताम्।
कलिन्दगिरिनन्दिनी तटसुरद्रुमालम्बिनी
मदीयमतिचुम्बिनी भवतु कापि कादम्बिनी॥

[जगन्नाथ]

"And then it seemed a blue sun arose in the heavens, and lit up all Vraja; and before my eyes stood a form celestial–so beautiful,-so unutterably beautiful,–form purely of dazzling blue light, like blue lightning chiselled and moulded to the semblance of a human body" (Heart of a Gopi p 57.)

— — — — — — मदीयं मन:।
अमन्दमिलदिन्दिरे निखिल माधुरी मन्दिरे
मुकुन्दमुखचन्दिरे चिरमिदं चकोरायताम्॥

[जगन्नाथ]

ગુજરાતી સાહિત્યમાં રા. બ. ક. ઠાકોરનું સ્વાયત્ત સ્થાન એટલું ઉંચું અને અનોખું છે કે એમની કોઈ પણ કૃતિનો પ્રવેશક લખવો સોનાને ઢોળ ચડાવવા જેવું લાગે. એમની પદ્ય અને ગદ્ય કૃતિઓ વિષય અને રૂપ પરત્વે એટએટલી ભિન્ન અને ગુણવત્તાવાળી છે કે સહેજે વિશિષ્ટ સ્થાન પામે છે. એમના ગદ્યની વિશિષ્ટતા એટલી વ્યાપક છે કે એક લીટી સાંભળતાં પણ "આ તો ઠાકોરની" એમ સહેજે ભાન થાય. એમના ગદ્યમાં અર્થઘનતા અને સંકુલ વિચારને સંપૂર્ણપણે દર્શાવવાની શક્તિ ધ્યાન ખેંચે તેવી છે. ગદ્યની પેઠે વિષય અને સ્વરૂપ પરત્વે જુદી તરી આવતી એમની કવિતાના ગુણદોષની સમગ્રરૂપે તુલના ચર્ચા કરવાનું આ સ્થાન નથી. પરંતુ કવિતાના ક્ષેત્રમાં આરંભેલા એમના છંદ–પ્રયોગોની સફળતા એનાં થયેલાં બ્હોળા અનુકરણ વડે સિદ્ધ થઇ ચૂકી છે એમ કહેવામાં હવે અત્યુક્તિનો ભય નથી. પૃથ્વી, મુક્ત પૃથ્વી અને ગુલમંકી એટલા છંદોને એમની પછીની પેઢીઓના કવિઓએ જે પ્રમાણમાં અપનાવ્યા છે એટલા ઉપરથીય પ્રતીત થાય છે કે ગુજરાતી કવિતા–કલામાં એમનું સ્થાન ચિરંજીવી છે

**ભણકાર, મારા સૉનેટ, દર્શનિયું, ઊગતી જુવાની, લગ્નમાં બ્રહ્મચર્ય** વગેરે સ્વતંત્ર સર્જનો એમને ગુજરાતી સાહિત્યમાં અગ્રસ્થાન અપાવવા માટે પૂરતાં છે. વિવેચન સાહિત્યમાં "લિરિક" ઉપરનો નિબંધ વિષયને નવીન તથા

સમગ્રરૂપે રજુ કરવા ઉપરાંત વર્ગીકરણની વિશિષ્ટતાવાળો હોઈ સાથે સાથે અંગ્રેજી સાહિત્યનાં ઉત્તમ ઉદાહરણોનો પણ સંગ્રહ બન્યો છે. કવિતા વિચાર–પ્રધાન હોવી જોઈએ એ એમનું મંતવ્ય વિવેચન સાહિત્યને માટે પ્રેરક નીવડ્યું છે અને નીવડશે એમ ધારૂં છું. કવિતા–સંગ્રહોમાં એમણે આપેલ "કવિતા–સમૃદ્ધિ" એના ઉચ્ચ ધોરણ, વિવેચક દૃષ્ટિ, નિષ્પક્ષપાત તથા નવજુવાનોને આગળ પાડવાની વૃત્તિમાં બીજા બધા સંગ્રહોથી જુદો પડે છે. પાઠનિર્ણય માટે પૂરતી કાળજી રાખીને મનનિકા આખ્યા વગેરે સાથેના ગુજરાતી ભાષામાં પ્રમાણ ગણાય એવું ઉચ્ચ ધોરણ જાળવીને કરેલા કાલિદાસના બે, અને અપ્રગટ વિક્રમોર્વશી મળીને ત્રણે, નાટકોના અનુવાદ–આમ કાલીદાસના તમામ નાટકોના એકજ હાથે અનુવાદ હિંદની બીજી કોઈ ભાષામાં થયાનું જાણવામાં નથી. આગળ શ્રી. ગોવર્ધનરામ ત્રિપાઠીના અપૂર્ણ નિબંધ "અધ્યાત્મ જીવન"ની સંપાદના વિષે છપાશે છે તે માટે પણ જૂના વ્યવહાર પાછા જૂને ખર્ચે ચાલતા થઈ જાય તેવા સમયની રાહ જોવાય છે.

ઉપરાંત ગુજરાતી સાહિત્યમાં જે થોડી વ્યક્તિઓ ભાષાની સાત્ત્વિક સેવા કરે છે તેમાં એમની કોટિના વિદ્વાનો–માંથી તો કદાચ એમણે એકલાએ વિવિધરૂપે સંગીન સેવાઓ બજાવી છે. એ સહેજે ભૂલી જવાય એવી, અને સામાન્ય રીતે ભુલી જવાતી એમની સેવાઓનો આછડી

નોંધજ વાંચકને એમની એ સાત્વિક સારસ્વત સેવાનો કાંઇક ખ્યાલ આપે એ હેતુથી અહિં રજુ કરું છું; સંપાદનો— ૧ ત્રીજી. ગુ. સા. પરિષદ–રાજકોટ (જેમાં બધો વખત આપવા માટે દસ મહિનાની એમણે રજા લીધી હતી–) ના અહેવાલ અને નિબંધ સંગ્રહનું, ૨. કાંતમાલાનું, ૩. નવલરામ કૃત "ઇંગ્રેજ લોકનો સંક્ષિપ્ત ઇતિહાસનું," ૪. ગો. મા. ત્રિ. કૃત "સાક્ષર જીવન" તથા ૫. ગો. મા. ત્રિ. નું અધ્યાત્મ જીવન એ બંનેનું, ૬. ગાયકવાડ ઓરીયેન્ટલ સીરીઝમાં રા. મધુસુદન મોદી અને શ્રી મોહનલાલ દલીચંદ દેસાઇ જોડે "પ્રાચીન ગુર્જર રાસો"નું, ૭. "અંબર વિદ્યાધર રાસ" નું, (આ છપાય છે.) ૮. આશારામ દલીચંદ શાહના જીવનનું. આ કાર્યો વિદેહ થયેલા સાક્ષરોનું સાહિત્ય ઋણ ચૂકવવા માટે કે પ્રાચીન અર્વાચીન સાહિત્યનો વ્યવસ્થિત અભ્યાસ કરવામાં સહાયભૂત થવાના હેતુથીજ થયેલાં છે. અને આ સંપાદનો એટલે જેમતેમ માથા ઉતાર વેઠ નહિ પણ પૂર્ણ જવાબદારી સહિત, નિર્ણય અને વિવેચનનાં ઉચ્ચ ધોરણોને આપણા સાહિત્યમાં પ્રયોજીને અભ્યાસીને માર્ગદર્શક થઇ પડે એવાં, કોઇપણ વિદેશી સાક્ષરના કાર્યની હરોલમાં સહેલાઇથી સ્થાન લઇ શકે એવાં—સંપાદનો છે.

ગયા જમાનાની એક લાક્ષણિક ગુજરાતી વ્યક્તિ અંબાલાલ સાકરલાલ દેસાઇ વિષે અત્યારે જીવન ચરિત્ર, ભાષણો, લખાણ સંગ્રહ વગેરે જે કાંઇ લભ્ય થયું છે તેનો

યશ મોટે ભાગે રા. બ. ક. ઠાકોરને જાય છે. એમણે આપણા એ ગુજરાતી નરની લાક્ષણિકતા અને યોગ્યતા પ્રત્યે આપણી એકદર અને ઘોરતી જનતાનું ધ્યાન ખેંચ્યું અને યથાશક્તિ પ્રયત્નો કરીને સાહિત્યમાં આંદોલન જગાવ્યું. એ કાર્ય કરતાં જીવનચરિત્રનો એક નવો પ્રકાર પણ એમણે પૂરો પાડયો. વળીઅઢારેક પુસ્તકો માટે એમણે વિવિધ વિષય ઉપર વિદ્વત્તા ભર્યાં પ્રવેશકો લખ્યા છે એ કેટલાકની તો જાણમાં પણ નહિ હોય * એમનાં છૂટક વ્યાખ્યાનો અને નિબંધો પણ સ્વતંત્ર સર્જનો છે. હરિલાલ મા. ભટ્ટની સાથે પ્લુટાર્કની જીવન ચરિતોમાંથી આઠનો અનુવાદ એમણે કરેલો અત્યારે ઘણાંના ધ્યાનમાં પણ નહિ હોય.

એમની પાટકવયે, પરિપક્વ રુચિતંત્ર અને સર્જક શક્તિ વડે લખાયલી આ કૃતિ ગોપીહૃદયનો પ્રવેશક હું લખું છું એનું મુખ્ય કારણ એ વયોવૃદ્ધ આજીવન સાહિત્ય સેવકની આજ્ઞા છે. એમની સાહિત્ય કૃતિઓને બાદ કરતાં પણ સાહિત્ય જગતમાં એમને વ્યક્તિ તરીકે અનોખું સ્થાન અપાવે એવા કેટલાક વિરલ ગુણો રા. બ. ક. ઠાકોરની પ્રકૃતિમાં છે જે આ પ્રવેશક લખાવાનું કદાચ બીજું કારણ છે. ઉદાહરણ તરીકે, એમનાથી ત્રીજી પેઢીના ગણાય એવા સર્જકોનો, એમનાથી ભિન્ન વિચારના હોય એવા લેખકો અને વિચારકોનો સંપર્ક શોધવો, રુચિભેદ, મતભેદ

---

* આ પ્રવેશકોનો સંગ્રહ બ્હાર પડવાનો છે એમ સાંભળ્યું છે.

છતાં મીઠા સંબંધો જાળવવા, જુવાન લેખકોની મૈત્રી શોધવી, એમને આગળ પાડવા આ વગેરે ગુણો એમની ખેલદિલ પ્રકૃતિનો ભાગ થઈ ગયા છે. એટલે આ કામ મને સોંપ્યું તે પૂર્વે આધ્યાત્મિક વિષયપરત્વે અમારા દૃષ્ટિબિંદુઓમાં મૌલિક ભેદો છે તે જાણવા છતાં એમણે પ્રવેશક મારી પાસે લખાવવા ઇચ્છા કરી તેમાં એમની મતભેદસહિષ્ણુજ નહિ, પરંતુ સામામત માટેની સમ્માન વૃત્તિમાં રહેલી ઉદારતા કારણભૂત છે એમ મને લાગે છે. સિદ્ધાંત, વિચાર અને દ્રષ્ટિના—મત, રુચિ અને અભિપ્રાયના ભેદો છતાં અંગત સંબંધોની મીઠાશ જળવાય એ આ સંક્રાંતિયુગમાં તો અતિ આવશ્યક છે. બન્ને પક્ષે કોઇપણ પ્રકારની ગેરસમજુતિ નહિજ થાય એવી દૃઢ પૂર્વભૂમિકા ઉપરજ આવાં સ્નેહ કાર્યો શકય બને છે. પોતાની કૃતિઓ, વિચારો વગેરેની કડક સમીક્ષા આવકારનાર રા. બ. ક. ઠાકોર ની ઉદારતા મારા વકતવ્યના એમના વિચારોથી જુદા પડતા અંશોને સહી શકે એટલી માતબર છે એ હું જાણું છું, અને ઔપચારિક પ્રશંસા એમને કેટલી અરૂચિકર થઈ પડે એ પણ હું કલ્પી શકું છું.

એટલે ગુજરાતી સાહિત્યના આ અગ્રણીને ગુ. સા. પરિષદે પ્રમુખપદ આપવાનું માન અત્યારસુધી લીધુ નથી એનો હું વિચાર કરૂં છું ત્યારે સા. પરિષદને ગયેલ ભારે નુકશાનથી મને ગ્લાનિ થાય છે.

પ્રવેશક લખવાનું સ્વીકાર્યું ત્યારે કુ. રૈહાનાની આધ્યાત્મિક અનુભૂતિ અને એમની સાહિત્ય પ્રવૃત્તિની ઉત્પત્તિ વિશે આશ્રમમાં પત્રવ્યવહાર તથા ઊહાપોહ થયો હતો તે મારી જાણમાં હતો. પરંતુ એ બધી અપ્રગટ સામગ્રી સપ્રમાણ રૂપમાં મળી આવી તેમ માટે હું સહયોગી ભાઈ દિલીપ કુમાર રાયનો ઋણી છું. કુ. રૈહાનાના માનસનો પરિચય આપવાનું આ રીતે મારે માટે શક્ય બન્યું છે.

"ધ હાર્ટ ઑફ એ ગોપી" તથા કુ. રૈહાનાનાં પદ્યોનું બીજ એમને થયેલ આધ્યાત્મિક અનુભૂતિ છે. એ પ્રદેશ રા. બ. ક. ઠાકોરની "ભૂમિ વર્જ્યલ" છે. કુ. રૈહાનાએ દાખલા તરીકે, અનુભવ્યું કે કોઈ અપૂર્વ સત્તાએ એમનો કબ્જો લઈને "હાર્ટ" ત્રણ દિવસમાં એમની પાસે લખાવ્યું, એમણે ગોપીઓનો રાસ જોયો, શ્રી કૃષ્ણની ઘનશ્યામ જ્યોતિનાં દર્શન કર્યાં, શ્રી કૃષ્ણનાં નૂપુરનો ઝંકાર સાંભળ્યો—એ બધું શું? "પ્રલોભન પરંપરા"—"ચળકોલ્લસત વિતાન" માત્ર? આ અવતરણો શ્રી. ઠાકોરના શ્રી. સુંદરમ્‌ને એક સોનેટમાંથી છે. કેવળ માનસિક ભ્રમ? ઉત્તેજિત કલ્પના જન્ય કે સૃષ્ટ અ-વાસ્તવિક દર્શન માત્ર? ટૂંકામાં, એ અનુભૂતિનું મૂલ્ય શું? કારણ કે એ પ્રશ્નનો ઉકેલ કાંઈક સ્પષ્ટપણે પામીએ તો સાહિત્ય અને કલાના રૂપો કેવી રીતે અને ક્યાં ઉત્પન્ન થાય છે, એમની ઉત્પત્તિમાં કેવા કેવા પ્રકારની ભિન્ન વાસ્તવિકતાઓ ભાગ લે છે તે

આપણે સમજી શકીશું. વળી મૌલિક પ્રશ્ન તો એ પણ ઉપસ્થિત થવાનો કે સાહિત્ય અને કલા સમસ્તની પ્રવૃત્તિનો હેતુ શો, એનું લક્ષ શું?

"સમુત્ક્રાંતિનું સોપાન" એ મથાળા તળે સાહિત્ય પરિષદે છાપેલા એક નિબંધમાં આનો ઉત્તર હું કાંઇક અંશે આપી ચૂકયો છું. વળી, "નાસ્તિક નહિ" એવા અજ્ઞેયવાદી, "ગોપીહૃદય" ના "અભક્ત" લેખક જેવાના દૃષ્ટિબિંદુની સમીક્ષા અહિં અપ્રસ્તુત છે એમ મને લાગે છે. રા. બ. ક. ઠાકોરના માનસ ઘડતરમાં એમનાજ શબ્દોમાં "અહિંદુ" અને "વટલેલ" ગણાય એવી કેળવણીએ તથા આજુબાજુના અન્ય સંજોગોએ શો ભાગ ભજવ્યો જેને લીધે વીશેક વર્ષ "અદ્વૈત વેદાંતવાદ" ને અનુકૂળ વૃત્તિ સેવ્યા પછી એમના મનમાં "અજ્ઞેયવાદ" આખરી વલણ તરીકે સ્થપાયો એની ચર્ચા કરવાનું પણ આ સ્થાન નથી.

કુ. રૈહાનાએ પોતે 'હાર્ટ' લખતી વખતે પ્રેરણાનો જે આવેશ અનુભવ્યો તેવા આવેશનો ઉલ્લેખ ગ્રીક, સર્જકોએ કર્યો છે. આપણા સાહિત્યમાં પણ જન્મથી અભણ એવી વ્યકિતઓએ કોઈ સંત મહાત્માના આશીર્વાદથી કે દેવ દેવીની ઉપાસનાવડે સરસ્વતીનો પ્રસાદ પ્રાપ્ત કર્યાના ઉલ્લેખો મળી આવે છે તેના મૂળમાં કુ. રૈહાનાએ અનુભવી એવીજ કોઇ શકિતનું કાર્ય હોવું જોઇએ. આ તો ચમત્કાર!! પણ એવા ચમત્કાર બનતાજ હોય તો એમનો સ્વીકાર કરતાં ડરવું શા માટે વારુ?

પણ અકવિઓને મેં પોતે કવિ થતા જોયા છે તેનું શું? આપણે અસ્વીકાર કરીએ તેથી કાંઇ ચમત્કાર બનતા અટકશે નહિ. ભૌતિક શોધખોળમાં પછાત સમાજમાં હવાઈ જહાજ, સબમરીન કે રેડીયો "ચમત્કાર" મનાય એના જેવી એ મનોવૃત્તિ છે. કેમકે આખરે જોવા જાઓ તો ચમત્કાર એટલે શું? કોઇ ભૂમિકાના સ્થાપિત નિયમનું ઉલ્લંઘન થઇને સામાન્ય રીતે અસંભવિત કે અશક્ય ગણાતી ઘટના બને તેને આપણે ચમત્કાર કહેવાને ટેવાયા છીએ. પરંતુ ચેતનાની કાંઇ એકજ સપાટી ઉપર આવી રહેલ, એકજ ભૂમિકા નથી. મતલબ કે, ચેતનાની એક ભૂમિકાના પ્રચલિત નિયમોનું ઉલ્લંઘન તેની અન્ય કોઇ ભૂમિકાની શક્તિ વડે —તે ઉચ્ચ ભૂમિકાના નિયમ પ્રમાણે— કરવામાં આવે છે ત્યારે ચમત્કાર ગણાતી ઘટના બને છે.

ધર્મનું મૂળ વહેમ કે ભયમાં માનનારા ભૂલી જાય છે કે શ્રદ્ધાની જવલંત સાક્ષી વડે માનવથી ઊર્ધ્વમાં રહેલ પરમ સત્તાનો નિર્દેશ ધર્મ કરે છે. ધર્મને વહેમ ગણનારાઓની આશા એ હોય છે કે જેમજેમ માનવબુદ્ધિ વિકાસ પામશે, પ્રગતિ કરશે તેમ તેમ ધર્મનો આદિ કાળથી જામેલો ગોળો આપોઆપ ઓગળી જશે. પરંતુ અત્યાર સુધી બુદ્ધિએ પ્રગતિ સાધી છે તેને પરીણામે સ્થૂળ પદાર્થ-તત્વનું રહસ્ય ઉકેલવાને પણ એ ટચુકડી શક્તિ પર્યાપ્ત નથી નીવડી, તો પછી મનસાવાચાતીત કોઇ સત્યને તે જાણી

કેવી રીતે શકે, યા તો "અજ્ઞેય" કહીને નિષેધી શકે? તો બીજી બાજુ બુદ્ધિની પ્રગતિનો એ લાભ નોંધવો ઘટે કે એને પરિણામે ધર્મમાં પ્રવેશતાં અનિષ્ટ તત્વો–તેની મર્યાદાઓ, વહેમો, સાંપ્રદાયિક સંકુચિતતા વગેરે,–દૂર થઇ જઇને ધર્મનું વધારે શુદ્ધ અને વ્યાપક સ્વરૂપ–એવું સ્વરૂપ એટલેજ આધ્યાત્મિકતા–ગૌરવ મેળવતું જાય છે, અને વધારે ને વધારે મેળવશે. ધીમે ધીમે ધર્મનું બાહ્ય, સ્થૂલ સ્વરુપ ઓગળીને એનું તત્વ પ્રગટ થતું જશે અને પોતાના વાડાવંડા વટાવીને ધર્મ પણ સમસ્ત માનવજાતિની એકતા સાધવામાં સહાયભૂત થશે. અને સર્વ ધર્મોના અંતિમ લક્ષ્યની પ્રભુમાં એકતા સાધીને તેને પ્રાપ્ત કરવાના ઉપાયોનો પણ સમન્વય કરી બતાવશે એવી આશા વ્યર્થ નથી. આપણા કવિના શબ્દોમાં "રામ, તથાગત, ઇસા, મહમ્મદ પયગંબર સૌ એક જીહાં." (ભણકાર પૃ. ૨૧૫).

સંસ્કૃતિના આરંભમાં શ્રદ્ધાભક્તિપ્રધાન સાહિત્ય જોવામાં આવે છે તેથી ભક્તિને માનવ સંસ્કૃતિની પ્રાથમિક દશા ગણવાનો રિવાજ પડી ગયો છે. પરંતુ એ માનનારા ભૂલી જાય છે કે ભક્તિ, ધર્મ વગેરે માનવ પ્રકૃતિની મૌલિક પ્રવૃત્તિઓ હોઇ જેમ પ્રાચીન સમયમાં તેમ અર્વાચીન માનસમાં પણ સક્રિય છે. બાહ્ય સંસ્પર્શોને ગ્રહણ કરનાર ઇંદ્રિયોના નાડીતંત્ર ઉપરાંત માનવ ચિત્તતંત્રની ત્રણ મુખ્ય શક્તિઓ છેઃ તપઃ શક્તિ, will–બુદ્ધિ અને ભાવ

યાને લાગણી. આ ત્રણે અનુક્રમે કર્મ, જ્ઞાન અને ભક્તિના માર્ગનો આરંભ કરવા માટે ઉપયોગી કરણો છે. ભાવની સંવેદનામાંથી ભક્તિ ઉદય પામે છે. જ્યાંસુધી માનવ પ્રકૃતિમાં ભાવ સક્રિય તત્વ તરીકે રહેશે ત્યાં સુધી રા. બ. ક. ઠાકોર મંગલાચરણમાં જણાવે છે તેમ "શ્રદ્ધાવેલે અજબ સુમનોના ચમત્કાર આવ્યા, લોપી દિક્કાલ માઝા" ઉઘ્યાજ કરવાના છે એમ લાગે છે. અને એ રીતે માનવ જાતિની ઉન્નતિસાધક એકતા સિદ્ધ કરવામાં ભક્તિ પોતાનો ફાળો પણ આપશે.

એ ઉન્નતિ સાધવામાં ધર્મનાં બાહ્ય સ્વરૂપોનો માનવ ન જેવોજ ઉપયોગ કરશે, અનેક ગુણ વધારે મીમાંસાનો, અને તેથી પણ વધારે કવિતા, લલિત કલા, અને સર્જક સાહિત્યનો તે ઉપયોગ કરશે એમ લાગે છે. સાહિત્યની સર્જન પ્રવૃત્તિનો હેતુ નિષ્ફલ છતાં આકર્ષક સ્વપ્નાં જોવાં, તીવ્ર, પરંતુ અસાર આવેગો અનુભવવા, નિર્વીર્ય, શૂન્ય પરિણામી અભીપ્સાઓ સેવવી એવો નહિ હોય. રસાસ્વાદ જ સાહિત્યનો હેતુ, બ્રહ્માનંદ સહોદર સાહિત્ય અને કલાના રસનો આનંદ, ભાવનામય અપૂર્વતાનું સર્જન એ બધું ખરૂં પરંતુ ઉચ્ચતમ સાહિત્ય આપણે તેનેજ ગણતા આવ્યા છીએ જેમાં કુ. રેહાનાની કૃતિની પેઠે કોઈ ઊર્ધ્વ લોકની પ્રેરણા, કોઈ ક્રાંતદર્શન કલામય મૂર્ત સ્વરુપને પામી હોય.

હિંદના ભક્તિમાર્ગના ઐતિહાસિક વિકાસનું

દિગદર્શન કરાવવાનું આ સ્થાન નથી. ભકિતને આપણા માનવ ચિત્તંત્રની એક મૌલિક પ્રવૃત્તિ તરીકે મુખ્યતઃ જોઈશું. જીવનનું અંતિમ સત્ય, પરમ વાસ્તવિકતા, પુરૂષોત્તમ સ્વરૂપ પ્રભુ છે. તે પ્રેમ સ્વરૂપ છે, પ્રેમ ગમ્ય છે, પ્રેમ લભ્ય છે એ અનુભવ પ્રતિષ્ઠિત માન્યતા ભકિત માર્ગના મૂલમાં રહેલી છે. એટલે કે જીવનનું પરમ સત્ય કેવળ અપૌરુષેય તત્ત્વ માત્ર નથી, અનંત સામર્થ્યસંપન્ન, સર્વચાલક, શાસક શકિત માત્ર નથી. પરંતુ ઔદાર્ય, સૌંદર્યાદિ ગુણયુકત, પ્રેમગમ્ય કોઇ દિવ્ય પર–વ્યકિત છે એવું ભકિત માર્ગ માને છે. હૃદગના ગંભીર ભાવોને એ પુરૂષોત્તમ પ્રભુ પ્રત્યે વાળવા, તેની ભકિત કરવી, પ્રભુ તરફથી માનવ ભકિતનો પ્રત્યુત્તર મળવો,– એ ભાવનામય પ્રકૃતિની સાર્થકતા છે, ભકિતયોગની ચરમસિદ્ધિ પ્રાપ્ત કરવાનો ઉપાય છે. એ સિદ્ધિ એટલે પ્રભુ સાથે માનવ આત્મા રૂપી ગોપીઓનો અખંડ પ્રણય–રાસ.*

આમ માનવ જીવનની સાર્થકતા–કેવળ ત્યાગ વિવેક, વૈરાગ્ય, શ્રવણ મનન વગેરે સાધનો વડે–અનંત બ્રહ્મમાં માનવ આત્માનો લય કરવામાં નહિ; યજ્ઞ, વિધિ, કર્મકાંડ કે કર્મયોગના આચરણમાં નહિ, પરંતુ સર્વભાવે ભગવાનને ભજવામાં, એનો આશ્રય લેવામાં, એને જ

---

* આ રાસરૂપી પ્રતિકના સુંદર વર્ણન માટે જુઓ શ્રી અરવિંદના Collected Poems Vol. II પૃ. ૧૫૮.

નિ:શેષ આત્મસમર્પણ કરવામાં સમાયલી છે. ભક્તિ વડે અંતિમ સત્યસાથે માનવ આત્માનું અદ્વૈત ખરૂં—પરંતુ બે પ્રેમીઓના મિલનમાં હોય છે એવું એ અદ્વૈત છે. પ્રભુ જગતમાં વ્યાપી રહયો હોઇ અત્યારે અવિદ્યાના પડદા પાછળ તે છૂપાઈ રહ્યો છે,—**भ्रामयन् सर्वं भूतानि यंत्रारूढानि मायया.** અને છતાં, ભગવાન જગતથી અળગો છે, પર છે. તે અવિદ્યાના બંધનોથી સર્વે પ્રકારે સ્વતંત્ર છે એ અર્થમાં. એટલે કે જગત તો મિથ્યા, જીવનને અને ભગવાનને કાંઇજ લેવા દેવા નહિ એ માન્યતા ભકિતની દૃષ્ટિએ સાચી નથી. ઐશ્વર્ય, સૌંદર્ય પ્રેમ વગેરે ભગવાનના અવિભાજ્ય ગુણો છે. જીવન, જગત—બ્રહ્માંડ સમસ્ત પ્રભુના અનંત ઐશ્વર્યના કિરણ એકનો વિસ્તાર છે, એનેજ લઇને જીવન ટકી રહ્યું છે, એના પ્રેમવડે વિશ્વગતિ કરી રહ્યું છે. માનવથી તથા વિશ્વથી પર એવો સર્વવ્યાપી ભગવાન પરમ પ્રેમભાવમય, નિખિલ સૌંદર્યનિધિ, અનંત આનંદ સ્વરૂપ હોઇ તેનાં અનેકાનેક સ્વરૂપોમાં તે પ્રેમલભ્ય છે. માનવના ક્ષુદ્ર પ્રેમથી જૂદો પાડવાને પ્રભુના પ્રેમને "ભકિત" કહેવામાં આવે છે. કુ. રૈહાનાની પ્રેરણાનું મૂલ આ ભકિત છે.

પ્રેમભકિત વડે પ્રભુપ્રાપ્તિનો માર્ગ સૌથી વધારે સરળ અને સહજ મનાતો આવ્યો છે. સામાજીક જીવનમાં પણ એના જેવી ઉદારતા અન્યમાર્ગોએ બતાવી નથી.

અન્યમાર્ગોમાં અનધિકારી ગણાતા સ્ત્રી, શૂદ્રો, અંત્યજો બાળકો વગેરેને પણ ભક્તિનો પરવાનો હોય છે. વિદ્યા કે કૂળ, જાતિ કે ધન એ માર્ગમાં ગૌણ હોઇ ભગવાનનાં દ્વાર માનવ માટે સદા ખુલ્લાં છે. એમાં પ્રવેશ કરવાનો પરવાનો એકજ–પ્રેમ. પ્રખ્યાત વૈષ્ણવોની નામાવલિમાં મ્લેચ્છ ગણાતા ગ્રીક અને મુસ્લીમ ભક્તોનાં નામો વળી આવે છે તે રૂઢિચુસ્ત ગણાતા વૈષ્ણવમાર્ગમાં પણ વ્યવહારમાં કેટલી ઉદારતા આચરાતી તેની સાબિતી આપે છે.

જ્ઞાન અને ભક્તિ પરસ્પર વિસંવાદી છે અને હોવાં જોઇએ એવો વિચાર એ બન્ને માર્ગના પક્ષિલ અનુયાયીઓમાં પ્રચલિત છે. અને સામાન્યરીતે એમ લાગે પણ છે કે વિચાર અને તર્કપ્રધાન બુદ્ધિ તથા ભાવપ્રધાન હૃદય એ બે વચ્ચે મેળ મળવો મુશ્કેલ છે. પરંતુ ચિત્તંત્રની સર્વે શક્તિઓ પરસ્પર સંકળાયલી હોઇ તેમની ક્રિયાનો સમન્વય દુઃસાધ્ય ભલે હોય, અસાધ્ય તો નથીજ. કુ. રેહાનાના "હાર્ટમાં" જ્ઞાનપ્રત્યે જે કટાક્ષ છે તે જ્ઞાન કરતાં જ્ઞાનના ઘમંડને, જ્ઞાનની આસક્તિને, જ્ઞાનીના અહંકારને વધારે લાગુ પડે છે. શ્રી. બ. ક. ઠાકોરે આ મુદ્દો ગોપી હૃદયમાં વધારે સ્પષ્ટતાથી રજુ કર્યો છે. ગીતામાં તો જ્ઞાનીને ઉત્તમોત્તમ ભક્ત કહ્યો છે એ બતાવે છે કે એ બન્ને શક્તિઓ વિસંવાદી હોવીજ જોઇએ એવો નિયમ નથી. પ્રભુ સાથેનું જ્ઞાનીનું અદ્વૈત એના પ્રત્યે ભક્તિ વધારે એજ

વધારે યોગ્ય લાગે છે. અને પ્રભુ પ્રત્યે સમગ્રતાવાળી ભક્તિ જ્ઞાનથી વિમુખ હોય નહિ. એટલે સાચા જ્ઞાનીને પ્રભુપ્રેમથી વંચિત રાખવાની શિક્ષા કરવાની જરૂર નથી. સાચું જ્ઞાન નમ્રતા અને ભક્તિ બેયનું પોષક હોય છે.

અહીં કર્મ અને ભક્તિ વચ્ચે વિરોધ જોનારી વૃત્તિ પણ એવા એકતરફીપણામાંથી જન્મે છે તેનો ઉલ્લેખ કરી લેવો જોઇએ, કારણ કે સાચો ભક્ત પ્રભુને ખાતર કર્મ કરવાનો સ્વીકાર કરશે. પ્રભુ પ્રત્યેનો તેનો પ્રેમ જીવનમાં પ્રેમપ્રેરિત કર્મો રૂપે વહેશે અને તેને કર્મમાં પોતાના પ્રિયતમનાં દર્શન થશે.

પ્રભુના પ્રત્યક્ષ પરિચય વિનાનો માનવ તેના પર પ્રેમ શા માટે રાખે એવો પ્રશ્ન કોઈ કરી શકે. તેનો ઉત્તર આપણે ભક્તના અને ભક્તિના વિવિધ પ્રકારોને ચડતા-ઉતરતી શ્રેણિમાં ગોઠવીને આપી શકીએ. ભક્તના અનેક પ્રકારોમાં ત્રણ સુવિદિત છે. ૧. જીવનનાં દુઃખ શોકથી મુક્ત થવા ઇચ્છતો, આર્ત, ૨. પ્રભુ વિષે અજ્ઞાન પરંતુ જાણવાની ઇચ્છાવાળો, જીજ્ઞાસુ, ૩. અને કોઇ ખાસ કામના સંતોષવા માટે પ્રભુ ભક્તિ કરનાર, અર્થાર્થી. આ ત્રણે સકામભક્તો ગૌણજ ગણાય છે. છતાં સકામથી આરંભ કરીને માનવી નિષ્કામ ભક્તિને પ્રાપ્ત કરી શકે છે તેનું જ્વલંત ઉદાહરણ ધ્રુવ કુમાર છે. સાચો અને ઉત્તમ ભક્ત તો જેના અંતરમાં અહેતુકી ભક્તિ જાગે, જે કેવળ

પ્રેમને ખાતર પ્રભુ પર પ્રેમ રાખે તેજ. એનાં સુવિદિત ઉદાહરણો રાધા અને મીરાંબાઈ છે. આ ચારમાં જ્ઞાની ભકત આપણે ઉમેરવો જોઈએ. આ પ્રમાણે **तस्यैवाहम् ममैवासौ** એ બે સુત્રો પર અવલંબતી ભક્તિ **सएवाहम्** એવા જ્ઞાની ભકતની અનુભૂતિમાં પરિણમે છે. વિકાસની જે જે ભૂમિકા ઉપરથી માનવ પ્રભુને ભજે છે તેને તેને તે તે ભૂમિકાપર પ્રભુ પ્રેમનો પ્રત્યુત્તર આપે છે; **येयथामां प्रपंद्यंते तांस्तथैव भजाम्यहम्*** (ગીતા)

વાસુદેવઃ સર્વમ્ એ દૃષ્ટિ જાગૃત થાય ત્યારે ભક્તિની પરાકાષ્ટા ગણાય. સર્વત્ર અને સર્વમાં સાધક પ્રભુને જૂએ અને એ અનુભૂતિ કેવળ અંતઃકરણમાં નહિ પરંતુ કર્મમાં પણ પ્રાપ્ત થાય, સર્વ વિચારો, ઊર્મિઓ, આવેગો કર્મો પ્રભુમાંથી ઉદ્ભવે, પોતાનામાં પ્રભુનું સાન્નિધ્ય જાગૃત રહે, જીવનના વ્યવહારમાં પોતાના પ્રણયી પ્રભુનો હાથ સતત જણાય. એમાં એટલો આનંદ થાય કે શોક અને દુઃખ પણ એની બક્ષીસ લાગે—ત્યારે સમસ્ત જીવન આનંદની અનુભૂતિમાં પરિણત થઇ જાય અને આગળ કહ્યા પ્રમાણે શોક અને દુઃખ પણ પોતાના પ્રિયતમને મળવાનાં સાધન બને.

૧. ઉચ્ચતમ આધ્યાત્મિક જીવન ધરાજીવનનો ત્યાગ

---

* ભક્તિના હેતુઓ, પ્રકારો વગેરેના વિગત વાર નિરૂપણ માટે શ્રી અરવિંદના 'ભક્તિયોગ' ના અનુવાદ જોવા ભલામણ કરૂં છું.

કરવાથી નહિ પરંતુ ધરાને પાયા તરીકે સ્વીકારવાથી શક્ય બને છે. ૨. પ્રભુનો સાક્ષાત્કાર અહીં જ કરવાનો છે. ૩. તેથી સમગ્ર જીવન પ્રભુનો આવિર્ભાવ કરવાનું ક્ષેત્ર છે. ૪. અને માનવપ્રકૃતિ અજ્ઞાન છે છતાં તેનું રૂપાંતર શક્ય છે. આ ચાર ભક્તિ માર્ગની વિશિષ્ટતા ગણી શકાય.

ભક્તિનો માર્ગ તદ્દન નિર્ભય છે એમ માનવું બરાબર નહિ ગણાય. એનાં ભયસ્થાનો પણ છે. ૧. ભક્તમાં ભાવાવેશનું પ્રાધાન્ય સ્થાપન થતાં ઘણીવાર જ્ઞાન અને કર્મ પ્રત્યે,—ભક્તિ સિવાયનાં જીવનનાં ક્ષેત્રો પ્રત્યે, સંકુચિત વળણુ જાગે છે. પરિણામે એવી ભક્તિ પોતે મર્યાદિત બને છે. ૨. જે ભાવ ઊર્ધ્વ દિવ્યતા પ્રત્યે બળપૂર્વક ધસે છે તેનું પ્રતિકાર્ય કેટલીકવાર એટલાજ બળપૂર્વક નિમ્ન પ્રકૃતિ પ્રત્યે પણ ચિત્તતંત્રને ઘસડી જાય છે. ૩. જીવનનો સ્વીકાર કરી ઉચ્ચ આધ્યાત્મિક ચેતનાના ક્ષેત્રમાં તેનું રૂપાંતર કરવા જતાં જીવનનો સ્વીકાર એટલે તેની અવિદ્યાનો સ્વીકાર એવું માનવાની ભૂલ ઘણાં કરી બેસે છે. માનવતાનું દિવ્યતામાં રૂપાંતર કરવાને બદલે માનવતામાં જ દિવ્યતા જોવા માંડે છે, સામાન્ય જીવનને જ મહિમાવાન ગણે છે. ૪. ભક્તિમાંજે રૂપકો અને પ્રતીકોનો પ્રયોગ કરવામાં આવેલો હોય છે તેનું રહસ્ય કે મર્મ સમજ્યા વિના તેમનો દુરૂપયોગ થતો જોવામાં આવે છે. સાહિત્યમાં આનું ઉદાહરણ "ગીતગોવિંદ" છે. શ્રીકૃષ્ણ અને રાધાનો

સંબંધ માનવ આત્મા અને ભગવાન વચ્ચેના સંબંધનું પ્રતીક છે એ મૂળ રહસ્ય ક્યાં અને ગીતગોવિંદમાં જે સ્ત્રી પુરૂષની રતિનું નિરૂપણ છે તે ક્યાં? ૫. ભક્તિ માર્ગમાં માનવ સંબંધોને, તથા ભાવોને પ્રભુપ્રત્યે વાળવા એ પ્રભુ તરફ જવાનું એક સાધન છે. પરંતુ ઘણીવાર એ ભાવાવસ્થા સાધન મટીને સાધ્ય બની જાય છે. એટલે કે કોઈપણ ભાવાવસ્થામાં રહેવું એ જાણે ભક્તિનું લક્ષ બની રહે છે. ખરૂં જોતાં ભાવવડે માનવ ચેતનાનો સંબંધ ઊર્ધ્વમાં રહેલ ભાગવત ચેતના સાથે સ્થાપન થાય એ જ લક્ષ હોવું જોઇએ, નહિં કે ભાવની ઉન્મત્તતા.

સામાન્ય ભક્તિમાંથી શ્રીકૃષ્ણની ભક્તિનો જે વિશેષ માર્ગ પ્રચલિત છે તેનો અહિં ટુંકમાં ઉલ્લેખ કરવો આવશ્યક છે. જ્યારે જ્યારે ધર્મની ગ્લાનિ થાય છે ત્યારે માવનજાતિની સંસ્કારોન્નતિનું રક્ષણ કરવા માટે ભગવાન પોતે માનવ રૂપમાં અવતરે છે, પોતાની ઊર્ધ્વ ભૂમિકામાંથી અહીં પાર્થિવ લોકમાં અવતરણ કરે છે. અહીં અવતારવાદની મીમાંસામાં ઉતરવું શક્ય નથી. પણ માનવ ચેતનાની જે ઉત્ક્રાંતિ જડથી ચેતન અને ચેતનથી વધુ સચેતન પ્રત્યે થઈ રહી છે તેમાં અવતારની ઉપયોગિતા સમજી શકાય તેવી છે. અવતારના રહસ્યની બે બાજુઓ છે: ૧. પ્રભુનું અપૂર્ણ ગણાતા માનવ કરણમાં અવતરણ —જેથી માનવતા દિવ્યતાની અધિકારી ઠરે છે. ૨. માનવને

તેની ઉચ્ચતમ શક્યતાનું ભાન કરાવી દિવ્યતા પ્રત્યે આરોહણ કરાવવું. ધર્મ કે સંસ્કૃતિ સંરક્ષણ વગેરે તો અવતારનું કેવલ બાહ્ય કાર્ય થયું. પરંતુ અવતારનું આંતર રહસ્ય શું?

કુ. રેહાનાના સંબંધના એક પત્રમાં શ્રી. અરવિંદ એ રહસ્યનો ઉલ્લેખ નીચે પ્રમાણે કરે છે:—

"અવતાર અને પ્રતીકો વિષે—આધુનિક સમયમાં જીવન ચરિતને લગતી અને ઐતિહાસિક વાસ્તવિકતાનો, એટલે કે અવતારના બાહ્ય જીવનની તથ્યતા અને બાહ્ય જીવનની ઘટનાઓ વિષે, આગ્રહાતિશ રખાય છે તેમાં મૌલિક ભૂલ રહેલી છે એમ મને લાગે છે. જે આધ્યાત્મિક વાસ્તવિકતા યાને સત્ય, જે દિવ્ય શકિત, જે (ચેતના) પ્રભાવ અવતાર સાથે પ્રગટે છે, યા તો અવતાર પોતાનાં કર્મો અને જીવન વડે પોતાની આજુબાજુ પ્રગટાવે છે તે જ મુખ્ય—અગત્યની—વસ્તુ છે. કોઈ પણ આધ્યાત્મિક વ્યકિતના જીવનમાં અગત્યની વસ્તુ તે જે બાહ્ય કાર્યો કરે છે. યા તો તેના સમકાલીન લોકોની લોકોની દૃષ્ટિએ તે કેવો દેખાય છે ("ઐતિહાસિકતા" અને "જીવન ચરિતનનું તથ્ય" એટલે એજ ને?) તે નથી. પરંતુ તેની અંતર ચેતનામાં તે કોણ અને કેવો હતો,—અંતરમાં તેણે શું કર્યું તે જ મુખ્ય વસ્તુ છે. તેના બાહ્ય જીવનનું જે કાંઈ મૂલ્ય હોય છે તે એ આંતર પ્રાપ્તિ જ અર્પે છે. — — — એટલેજ શ્રીકૃષ્ણની કથાઓ એમના પાર્થિવ જીવનની ઘટનાઓની—

શિથિલ-પ્રતિલિપિ ગણવી, કે પછી શ્રીકૃષ્ણ માનવ ચેતનાને માટે જે દિવ્યચેતનાના પ્રતિનિધિ હતા અને છે તેના પ્રતીક તરીકે, શ્રી કૃષ્ણ રૂપે પોતાની જાતનો આવિર્ભાવ કરનાર પ્રભુના કાર્યના પ્રતીક તરીકે એમને ગણવી એ બાબત તપાસ કરવાની જરૂર નથી. બુદ્ધનો ગૃહત્યાગ, મારના પ્રલોભનનું આક્રમણ, બોધિ વૃક્ષ નીચે જ્ઞાન-જ્યોતિની પ્રાપ્તિ વગેરે એવાં પ્રતીકો છે; એ જ પ્રમાણે જીસસ ક્રાઇસ્ટનો કુમારિકા પેટે જન્મ, અરણ્યમાં શયતાન પ્રલોભન, ક્રોસના ઉપર મરણ વગેરે પણ એવાં પ્રતીકો છે. એટલે કે એ ઘટનાઓ કદાચ કાળજી પૂર્વક નોંધાયેલા ઐતિહાસિક બનાવો ન પણ હોય તો યે પ્રતીકો તરીકે જે અર્થદ્યોતકતા તેમનામાં રહેલી છે તે વડે તે સત્ય ઠરે છે. બુદ્ધ કે ક્રાઇસ્ટના જીવનની બાહ્ય ઘટનાઓ જેટલી આપણે જાણીએ છીએ તે અન્ય અનેક માનવોના જીવનમાં બને છે તેવી ઘટનાઓથી કોઈ પણ પ્રકારની ખાસ વિશિષ્ટતાવાળી નથી. છતાં બુદ્ધ કે ક્રાઇસ્ટને આધ્યાત્મિક જગતમાં જે વસ્તુ આટલું મહત્વનું અને ઉચ્ચ સ્થાન આપે છે તે કઈ વસ્તુ છે?   —   —   —

ઇન્દ્રિયો પર આધાર રાખનારા મનને તો માનવના શબ્દો, બનાવો અને કથીજ અગત્યનાં લાગે છે: પરંતુ અંતરમાં જે મન છે તેને અંદર બનતી આધ્યાત્મિક ઘટના મૂલ્યવાન લાગે છે.   +   +   +   +

જો અવતાર કે ગુરુ સનાતન પુરુષોત્તમના પ્રતિનિધિ રૂપ ન હોય તો એનો કશો અર્થ જ નથી રહેતો: એ ભાવના, એ અનુભૂતિ ભકતની કે શિષ્યની દ્રષ્ટિમાં એને અવતાર કે ગુરુ બનાવે છે."

શ્રી કૃષ્ણના જીવનનાં ત્રણ પાસાંઓ આપણે જોઈ શકીએ છીએ: ૧. ગીતામાં પ્રગટતા આધ્યાત્મિક જ્ઞાન અને સાક્ષાત્કારના સમર્થ શિરોમણી શ્રી કૃષ્ણ, ૨. ભાગવતમાં વર્ણવેલા ગોકુળમાં ગોપગોપીઓ સાથે લીલા કરનાર, ભાવગમ્ય અને પ્રેમભાવનેવશ, સૌંદર્ય અને લીલામય શ્રીકૃષ્ણકિશોર, ૩. મહાભારતના મહાયુદ્ધમાં અનેકવિધ કર્મો કરનારા મુત્સદ્દી, જન હિતકારી, ભકત-વત્સલ, શત્રુ શાસક, રાષ્ટ્રીય નેતા શ્રી કૃષ્ણ.*

સાહિત્યના આદિકાળથી ભકત હૃદયના ઉદ્ગારો કવિતા રૂપે પ્રગટ થતા રહ્યા છે. ભકિતનો સાહિત્ય મહાસાગર વિશાળ અને ગહન છે. સંપ્રદાયોમાં પણ ઉત્તમ ગણાય

---

* કૃષ્ણનું ગૂઢત્વ, અવતારત્વ, અધિકાર ભેદ, તેનું રહસ્ય શ્રદ્ધા, ભક્તિના માર્ગની પ્રાપ્તિ અને મર્યાદા–વગેરે વિશે ખૂબ ખૂબ રસ પડે એવો પત્ર વ્યવહાર શ્રી દીલીપકુમાર રાયકૃત "સૂર્યમુખી" નામે એમના કાવ્યસંગ્રહના પરિશિષ્ટમાં છપાયો છે એમાં દીલીપ કુમાર, કૃષ્ણપ્રેમ ઊર્ફે રોનાલ્ડ નિકસન, ડૉ. મહેન્દ્રનાથ સરકાર, શ્રી. અરવિંદ વગેરેનાચર્ચાત્મક પત્રો જોવા મળે તેમ છે. વાંચનારને તે ભાગ જોવા ભલામણ છે.

એવું સાહિત્ય સંસ્કૃત અને પ્રાકૃત ભાષાઓમાં છે. હિંદની પ્રાંતીય ભાષાઓના આદિયુગથી એ સાહિત્ય મળે છે. આપણી ભાષામાં નરસિંહ, મીંરા, દયારામ પ્રીતમ વગેરે નામો વગર પ્રયત્ને યાદ આવે છે. આ સાહિત્ય સંકુચિત સાંપ્રદાયિકતાએ જીવંત રાખ્યુ છે એવું મુદ્દલે નથી. ભક્ત હૃદયના એ ભાવોદ્ગારો કાવ્ય તરીકે પણ એટલા ઉચ્ચ જણાયા છે કે કલા અને આધ્યાત્મિકતા વચ્ચે પ્રાચીન કાળમાં જે નાતો હતો તે આપણે એમના વડે સમજી શકીએ છીએ. ઘણા દેશોમાં કલા અને ધર્મ સાથેજન્મેલા જોડકાં જેવાં હતાં તેની સમજૂતિ પણ એ છે કે ચેતનાની જે ઊર્ધ્વ અવસ્થામાં માનવને લઇ જવાનો પ્રયત્ન ધર્મ કરે છે તેને કલા પણ પોતાની સૌંદર્યની ભાવના વડે પહોંચે છે. આ રીતે કલાને આધ્યાત્મિક જીવન પ્રાપ્ત કરવાના સાધન તરીકે ગણવાનો જૂનો ખ્યાલ યથાર્થ ઠરે છે. અલબત્ત કલામાત્ર આધ્યાત્મિક જ હોવી જોઇએ એવો અર્થહીન નિયમ કરી ન જ શકાય. પરંતુ ધાર્મિક અને આધ્યાત્મિક જીવનનાં પરિણામં તરીકે કલાએ જે ઉચ્ચમાં ઉચ્ચ વિજયો પ્રાપ્ત કર્યાં છે એ હકીકત પૂરવાર કરે છે કે આધ્યાત્મિક જીવન એવી કલાને જન્મ આપતું રહયું છે, અને તેથી કલાનાં હેતુ, તેની ઉત્પત્તિની પદ્ધતિ વગેરે વિષે આપણને ફરીને વિચાર કરવાની પ્રેરણા મળે છે.

ભક્તિ સાહિત્યમાં જે ભાવો પ્રગટ થાય છે તે માનવ–

માનવ વચ્ચેના ભાવોના ઉન્નત્તિકરણને પરિણામે પણ જન્મે છે. એટલે કે એવી કવિતા કે કલા પ્રભુ ભક્તિનું સીધેસીધું પરિણામ ન હોય એવું પણ બને છે. સામાન્ય જીવનમાં પણ પટુકરણ કલાસર્જકને એવી અનુભૂતિઓ થયા કરતી હોય છે. એવી અનુભૂતિને પરિણામે સર્જાતી કલાકૃતિઓમાં સીધેસીધી ભક્તિની અભિવ્યક્તિ ન હોય તો પણ તેની પાછળનો ભાવ માનવ આત્માને ભક્તિ પ્રત્યે લઈ ગયા વિના રહેતો નથી. લયલા–મજનુનનું માનવ–પ્રેમનું પ્રખ્યાત દૃષ્ટાંત ભક્તિનું જ સ્વરૂપ પૂરું પાડે છે. કોઈ પણ પ્રકારના ધાર્મિક જીવનના બાહ્ય સ્વીકાર વિના પણ માનવનો પ્રેમ, દાંપત્ય વગેરે તેના ઉચ્ચતમ સ્વરૂપમાં ભક્તિભાવનેજ સ્પર્શે છે. એના અનેક ઉદાહરણો પ્રાચીન અર્વાચીન હિંદી તેમજ યુરોપીય લેખકોમાંથી અભ્યાસીને મળી રહેશે.

સને ૧૯૩૬ ના એપ્રીલમાં કુ. રેહાનાએ દિલિપ કુમાર રાયને પોતાનાં કેટલાંક પદ્યો મોકલ્યાં અને એ કેવી રીતે લખાયાં એ પ્રશ્ન ઉઠયો ત્યારે એ પદ્યોના જન્મ વિષે એમણે આ પ્રમાણે લખ્યું:– "થોડાં વર્ષો પૂર્વે એક રાત્રે હું પ્રાર્થનામાં બેઠી'તી ઓચિંતો સંઘ–સંગીત જેવો મોટો અવાજ મારે કાને પડયો. રાગસારંગ હતો, અને ગાનારા ખૂબ ઝડપે ગાતા હતા – 'અહો બનઠનકર આયી હું જસોદા ! બનઠનકર આયી"–. ત્યાર પછી એ ગાનારી

ગોપીઓને મેં મારા તરફ આવતી જોઇ, અને દિલીપ ભાઈ! શા રંગો! શી સુગંધ!, અને એમના આભરણ અને ઘરેણાંની શી ઝબક! હું તો સ્તબ્ધ થઇ ગઈ! ગોપીઓ તો ગોળગોળ ફરતી નાચ્યા જ કરતી હતી અને એમની મધ્યમાં ભૂરા તેજનો અંબાર ચમકાર સહિત પડયો."

"મેં જાણ્યું કે એ જ્યોતિપૂંજ કૃષ્ણનો હતો, એનાં નૂપુરનો ઝંકાર મેં સાંભળ્યો. હું મત્ત થઇ ગઇ. "અનહદનકર" એ લીટી ઘુંટતી હું નિદ્રાવશ થઇ અને મારા સમસ્ત દેહમાં એ નૃત્યનો ભાવ વ્યાપી ગયો લાગ્યો. સવારે જ્યારે હું ઉઠી ત્યારે ગાતી અને નાચતી ઉઠી અને તુર્ત શબ્દોની ધારા ચાલી અને મેં તે ઉતારી લીધી". (આ પ્રવેશ-કમાં તે ટાંકી નથી કોઇ અન્ય સ્થળે.)

"ધ હાર્ટ" એ પુસ્તક કુ. રેહાનાએ કવિત્વમય અંગ્રેજી ગદ્યમાં લખ્યું છે, કહો એમનાથી લખાયું છે, યા તો કોઇ એમની પાસે લખાવી ગયું છે. "હાર્ટ"ના આરંભમાં ત્રણજ દિવસમાં જ્વલંત પ્રેરણાને વશ થઇને પોતે એ પુસ્તક લખ્યું છે તેનો ઉલ્લેખ આ પ્રમાણે કરેલો છે— "શાર્મિલાની વાર્તા કલમને છેડે સાહીવહી શકે તેના કરતાં પણ વધારે વેગ પૂર્વક આવી. ત્રણ દિવસ સુધી મારામાં જાણે કોઇ ઊર્ધ્વ–સત્વનો સંચાર થયો હોય એમ મને લાગ્યું, મારાથી સ્વતંત્ર, બ્હારની કોઈ શક્તિએ મારો કબ્જો લીધો છે એવું સ્પષ્ટ ભાન મને હતું, અને મારી

મરજી ઉપરાંત લખવાની મને ફરજ પડી. વાર્તામાં એવા ભાગો હતા જે હું બરાબર સમજી પણ શકી ન હતી".

આમ કુ. રૈહાનાની ગદ્ય અને પદ્ય બન્ને પ્રકારની કૃતિઓ એકજ પદ્ધતિએ લખાયલી જણાય છે. જેમ ગદ્ય લખતાં હિંદુગોપજીવનના કેટલાક પ્રસંગોથી પોતે અજાણ તેમ હિંદીમાં રચેલાં પદોની ભાષા, છંદ અને કેટલીક વાર તો શબ્દોના અર્થથી પણ પોતે અપરિચિત. એટલે એમનો પત્ર આવ્યા પછી શ્રી. દિલીપ કુમારે શ્રી અરવિંદને જે પ્રશ્નો પૂછ્યા તેમાંના કેટલાકના ઉત્તરો અહીં ઉતારું છું જેથી સામાન્ય રીતે આ ગૂઢ અને ચમત્કારિક જેવી લાગતી ઘટનાઓ વિષે વાંચનારને કાંઇક વધારે પ્રકાશ મળે તથા એમના પ્રત્યે તે વધારે સાચું દૃષ્ટિબિંદુ કેળવી શકે. અસાધારણ ગણાતી આવી સર્જન પ્રેરણાની અનુભૂતિના કુ. રૈહાના ઉપરાંત પણ ઘણાં દૃષ્ટાંતો મારી જાણમાં છે. આ વિષયમાં પાશ્ચાત્ય સંસ્કારોનો દીર્ઘલાભ પામેલા, માનવ સંસ્કૃતિનાં મૌલિક તત્ત્વોનો સમન્વય સાધનાર, વર્ષોની સાધના ચિંતન અને ધ્યાન વગેરે વડે સાક્ષાત્કારોની વિપુલ સમૃદ્ધિ વાળા, અનેક જિજ્ઞાસુઓના ગુરૂ તરીકે બ્હોળો અનુભવ મેળવી ચૂકેલા શ્રી અરવિંદ કરતાં કોણ વધારે પ્રમાણભૂત ગણાય ?

પ્રશ્નો:-૧. આવી કૃતિઓ પાર્થિવ-સ્મૃતિ જાગ્રત થવાનું પરિણામ હશે? ૨. કુ. રૈહાના કહે છે તે પ્રમાણે

સાંગોપાંગ સાહિત્ય કૃતિ ઊર્ધ્વ ચેતનામાંથી પ્રાપ્ત કરી શકાય ખરી ? ૩. સાચી સમજુતિ શી છે ?

"તમારા પ્રશ્નોના ઉત્તર સંક્ષેપમાં જ આપીશ. પાર્થિવ-સ્મૃતિનો ભંડાર છે ખરો, જેમાંથી ગ્રહણ કરનાર માનસના ગુણ પ્રમાણે ભૂતકાળમાં થયેલ વસ્તુઓનાં જ્ઞાન ઓછીવત્તી ચોકસાઈપૂર્વક મળે યાતો મેળવી શકાય. પરંતુ રૈહાનાની અનુભૂતિની સમજુતિ પાર્થિવ-સ્મૃતિની જાગ્રતિ વડે આપી શકાય તેમ નથી, કારણ કે "ગોપીઓ" પાર્થિવ લોકનાં સત્ત્વો નથી, અને રૈહાનાએ જે સ્થાન જોયું તે પણ પૃથ્વીનો કોઈ પ્રદેશ ન હતો. ... ... ... ...

સ્થૂળ મનની મર્યાદાઓથી પર, ઊર્ધ્વમાં આવી રહેલ ચેતનાના લોકમાંથી [ રૈહાના પેઠે ] કલાકૃતિઓ ઝીલવાની ક્રિયા—અને એવી કૃતિઓ સીધેસીધી અને સાંગોપાંગ પણ ઝીલી, શકાય જો કે ઘણું ખરૂં વાહક-વ્યક્તિનું માનસ એના પર કાર્ય કરે છે જ, અને પરિણામે એમાં વિકાર પણ થાય છે-કવિ, ગાયક અને કલાસર્જકોમાં તદન સામાન્ય હોય છે,—અર્થાત્ કલા અને સૌંદર્યના પ્રાણમય લોકમાં એ કૃતિઓ તૈયાર થાય છે અને યોગ્ય વાહક-ચેતનામાં થઈને આપણી પાર્થિવ ભૂમિકામાં ઉતરી આવે છે. ગાયક. કવિ કે કલાસર્જક જો સચેતન હોય તો પોતાની અંદર કૃતિઓ એ પ્રમાણે સાંગોપાંગ આવે છે તેનું એને બરાબર ભાન પણ [ રૈહાના પેઠે ] હોય છે, એટલુંજ નહિ પરંતુ જે ભૂમિકા

પરથી એ કૃતિઓ ઉતરી આવતી હોય છે તેનું ભાન તેને થાય છે, યા તો તેનું દર્શન તે કરે છે. સામાન્યત આ ક્રિયા જાગ્રત અવસ્થામાં થાય છે અને એ વખતનો સંબંધ રૈહાનાને થયો તેવો સુસ્પષ્ટ અને જીવંત હોતો નથી.

"સ્વપ્ન-પ્રેરણા જેવી વસ્તુ પણ બને છે; પરંતુ એ પ્રેરણા મૂલ્યવાન હોય છે ભાગ્યે જ, કારણ કે ઘણાખરા લોકોમાં સ્વપ્નોની નોંધ અવચેતના લે છે, યાતો સ્વપ્નું આખુંજ અવચેતનાની સૃષ્ટિ હોઈ, જો તેની છાપ ટકે છે તો,- તે અસંબદ્ધ અને અર્થ વિનાનું નીવડે છે, યાતો આશ્ચર્ય અને ઊર્ધ્વારોહણની લાગણી સહિત જો કોઇ ઊર્ધ્વ ભૂમિકામાંથી સાચેસાચ સંદેશો આવે છે તો પણ તેની નકલ ઉતારે છે અવચેતના અને એને પરિણામે એ નીરસ કે હાસ્યાસ્પદ બને છે. પરંતુ આ [રૈહાનાને થયેલ] દર્શન જાગ્રત અને નિદ્રા વચ્ચે થયું હતું-એ અંતરાવસ્થામાં જે કાંઇ દેખાય છે તે સ્વપ્નાં નથી હોતાં પરંતુ ચેતનાની અન્ય ભૂમિકાઓની -પછી તે, મનોમય [ Mental ], પ્રાણમય [Vital], યાતો સૂક્ષ્મ અન્નમય [Subtle Physical] ભૂમિકાની, યાતો વિરલ પ્રસંગે, અંતરાત્માની [Psychic] કે ઊર્ધ્વ ચેતનાની -અનુભૂતિઓ હોય છે.

"આ દાખલામાં ખૂબ સંભવિત એ છે કે કોઇપ્રકારે શ્રીકૃષ્ણ અને ગોપીઓની વાસ્તવિક ભૂમિકા સાથે પ્રાણની મારફત એમનો સંબંધ થયો છે. આમ કહેવા માટે

પ્રથમ ઇંગિત એ છે કે એમને અતિશય આનંદોલ્લાસનું, જ્યોતિનું અને સૌંદર્યનું સંવેદન થયું હતું,—બીજું એ છે કે શ્રીકૃષ્ણની "ભૂરી જ્યોતિ" સાથે એમનો સંબંધ થયો હતો—"ભૂરી જ્યોતિ" એ વાક્ય અને બીજાં જે વાક્યો રૈહાના વાપરે છે તે પરથી એ અનુભૂતિમાં કાંઇક પ્રમાણિત એવું તત્ત્વ છે એમ જણાય છે. વળી, એમનો સંબંધ પ્રાણની ભૂમિકા મારફત થયો હતો એમ કહેવાનું કારણ એ છે કે એ અનુભૂતિ રૈહાનાનું માનવ માનસ સમજી તથા ગ્રહણ કરી શકે એવા રૂપોમાં અને શબ્દોમાં એમની ચેતના આગળ રજુ થઇ હતી. એ ઊર્ધ્વ લોકનાં અસલ રૂપો તો માનવની સંવેદન શક્તિ કે ઇન્દ્રિયો ભાગ્યેજ ગ્રહણ કરી કે સમજી શકે તેવાં હોય છે. પદ્યના હિંદી શબ્દો તો નકલ કરી આપનાર માનવ ચેતનામાંથી આવેલા છે. એનો અર્થ એવો નથી કે એ કાવ્યો રૈહાનાના અંગત માનસે ઉત્પન્ન કર્યાં. એ તો એમને નકલ તરીક આપવામાં આવ્યાં હતાં,—તે પણ એમની સમજ શક્તિની ગુંજાશ પ્રમાણે,—અગર જો કે એમની જાગ્રત ચેતનાને એ (ભાષા વગેરે) અપરિચિત હતાં. એકવાર મનની ગ્રહણ શક્તિ જાગૃત થઇ એટલે બાકીનું બધું તો એ દર્શનને પરિણામે જે પ્રવાહિકા સ્થાપન થઇ તે વાટે આપોઆપ—છૂટથી—વહી આવ્યું. વળી એમની બુદ્ધિએ કે મને એ કાવ્યો રચ્યાં નથી એની ખાત્રી આ ઉપરથી મળે છે કે એ બધાં હિંદીમાં આવ્યાં—અને તે પણ ભાષાની અને આયોજનની આટલી પૂર્ણતા સહિત આવ્યાં.

"ગૂઢ ઘટનાઓ અને એમના પૃથક્કરણનો જેને અભ્યાસ હશે એવા કોઈ પણ માણસને આ બધી બાબતો તદ્દન સ્વાભાવિક અને બુદ્ધિગ્રાહ્ય લાગશે. સૂક્ષ્મ દર્શન કરનાર નેત્ર આપણા અંતરાત્માની એક ઇંદ્રિય છે અને આપણાં આંતરમન, આંતરપ્રાણ અને સૂક્ષ્મ અન્નમય કોશ વગેરે સ્થૂળ બહિર્મુખ વ્યક્તિતાની મંદ અને સંકુચિત સીમાથી, વળી એ વ્યક્તિ જે જગતમાં જીવે છે તેની સીમાથી, મર્યાદિત હોવાં જોઇએ એવું નથી. એમની સીમા અસાધારણ અને અનંત કુતુહલતા–આકર્ષકતાવાળી હોય, જેમજેમ ચેતના ઊર્ધ્વમાં આરોહણ કરે છે તેમ તેમ મહિમા, માધુર્ય અને સૌંદર્યયુક્ત નીવડે છે. પરંતુ માનવની બહિર્મુખ ચેતનાના કરણો એટલાં તો સંકુચિત પંગુ, અને એ મહાન લોકોને ગ્રહણ કરવા માટે એટલાં તો અનિચ્છુ હોય છે, કે એમનું અવતરણ કરાવવું, એમને એ કરણો મારફત સલામત નીચે લાવવાં, એ જ મુશ્કેલી હોય છે" (ઈ. સ. ૧૯૩૫.)

આઇરીશ કવિ જ્યોર્જ રસેલ–(એ. ઈ.) ને, કુ. રૈહાનાને અને આશ્રમના કેટલાય સાધકોને આવાં દર્શનો થયેલાં, એ વિષે સમજુતિ માગતાં જે ઉત્તર શ્રી અરવિંદે આપ્યો હતો તેમાંનો ઘણો ભાગ એવી અનુભૂતિઓનું યથાર્થ મૂલ્યાંકન કરવા માટે ઉપયોગી હોવાથી અહીં તે આપું છું.

"સૂક્ષ્મદર્શનો અને અનુભૂતિઓ થાય–ખાસ કરીને અનુભૂતિઓ–એ બરાબર છે, પરંતુ પ્રત્યેક સૂક્ષ્મદર્શન

સ્થૂળ ઘટનામાં પરિણમશે, એવી આશા તમે રાખી શકતા નથી. કેટલાંક દર્શનો સ્થૂલમાં પરિણમે, પરંતુ મોટો ભાગ સ્થૂલમાં પરિણમતો નથી. બાકીનાં [દર્શનો] અતીન્દ્રિય લોકનાં દર્શનો હોય છે, તથા એ પર-લોકોમાં રહેલ વાસ્તવિકતાઓ, શક્યતાઓ યાતો ઝોકનું તેઓ સૂચન કરે છે. ઊર્ધ્વ લોકની એ વસ્તુઓ આપણા ધરાજીવન ઉપર કેટલી અસર કરશે, યાતો તેમાં કેટલેઅંશે મૂર્ત થશે, મુદલે મૂર્ત થશે કે નહિ તેનો આધાર કેવા પ્રકારનું દર્શન છે તેના ઉપર, એમાં રહેલશક્તિ ઉપર, કેટલીકવાર દ્રષ્ટા ઋષિની તપ:શક્તિ કે રૂપસર્જન કરવાની શક્તિ ઉપર હોય છે.

આવાં સૂક્ષ્મ-દર્શનોનું મૂલ્ય લોકો આંકે છે કારણ કે એ પણ-બીજી ચાવીઓ છે તેમાં-અન્ય લોકો જોડે, આંતરના લોક જોડે તથા ત્યાં જે કાંઇ હોય તેની જોડે-સંબંધ સ્થાપન કરવા માટેની એક ચાવી છે. આપણો પાર્થિવ લોક અત્યારે જેવોછે તેના કરતાં તો એ સૂક્ષ્મ લોક કયાંયે ઉચ્ચ, કયાંયે સમૃદ્ધ હોય છે. એવાં સૂક્ષ્મ દર્શન વડે વિશાળતર અને મુક્તતર આત્મચેતનામાં, તથા વધુ વિશાળ અને નમનીય સૂક્ષ્મ ભૂમિકાઓમાં વ્યક્તિ પ્રવેશ કરેછે-કુ. રેહાનાએ એ લોકમાંથી ગીત સાંભળયું અને મેળવ્યું એમ ન થયું હોત તો પણ શ્રીકૃષ્ણ અને ગોપીઓની ભૂમિકાનો-ગોલોકનો-સંબંધ થતાં પણ ગોલોકના સ્પર્શને પરિણામે આનંદની અને ઊર્ધ્વમાં આરોહણના ઉલ્લાસની અનુભૂતિ એમને થાત, યાતો થઇ શકત, યાતો પ્રાણની

ભૂમિકામાં એ લાગણીનું પુનરુદ્ભાવન અનુભવાત. આવી અનુભૂતિઓની અસર કેવળ કલ્પનાવડે થતી અસર જેવી નથી હોતી—જો કે કવિ અને કલાસર્જકમાં એ પણ સમર્થ હોઇ શકે છે,— પરંતુ જો એ દિશાનું પૂરેપૂરું અનુસરણ કરવામાં આવે તો અંતરાત્માનો અને ચેતનાનો સતત વિકાસ સધાય છે તથા તેની અનુભૂતિમાં સમૃદ્ધિ ઉમેરાઈ તેનું ક્ષેત્ર વિશાળ બને છે.

સૂક્ષ્મદૃષ્ટિની શકિત વડે પ્રભુના વિવિધ સ્વરૂપો અને શકિતઓ જોડે પ્રથમ સંસર્ગ થાય છે તેના કરતાં પણ મહત્તર કારણસર લોકો એ શકિતનું મુલ્ય આંકે છે, તે એ છે કે એના વડે પ્રભુ જોડે યોગનું, સાધકને દોરનાર અંતરના સાદની શ્રુતિનું, હૃદયમાં પ્રભુના સાન્નિધ્યની તથા તેની મૂર્તિની સ્થાપનાનું તથા ધર્મ અને યોગ વડે માનવ અન્ય જે અનેક વસ્તુઓની ખોજ કરે છે તેમની પ્રાપ્તિનું દ્વાર ખૂલે છે....

ટુંકામાં, સૂક્ષ્મદૃષ્ટિની શકિત (આધ્યાત્મિક વિકાસ માટે) ઘણું મહાન કરણ છે, જો કે તે અનિવાર્ય નથી.

પરંતુ આગળ જણાવ્યા પ્રમાણે સ્વપ્ન-સ્વપ્નમાં તેમ દર્શન-દર્શનમાં પણ ભેદ હોય છે, અને સાધકે પોતાની અંદર વિવેકશકિતનો તથા સાચું મૂલ્યાંકન કરનારી, વિવિધ પ્રકારના દર્શનોના ભેદ જાણવાની શકિતનો વિકાસ કરવો જોઇએ, તથા એ શકિતઓની સાચી સમજ કેળવવી જોઇએ તથા તેમનો ઉપયોગ કરતાં શીખવું જોઇએ. એ

વિષય પાછો વિશાળ અને જટિલ હોઈ અહીં એનો ઉલ્લેખ માત્ર કરીને વિરમું છું" (૨. ૬. ૧૯૩૫.)

આ સમજુતિ ઉપરથી એટલું તો જણાશે કે એવાં દર્શન અ-વાસ્તવિક છે, માનવ મનને ધરાબંધનમાંથી ક્ષણિક મુક્તિ આપનાર મૃગજળ જેવાં છે, કેવળ ધૂમાચ્છાદિત ચેતનાવસ્થાઓ છે એ ખ્યાલો બરાબર નથી *

સાહિત્યનો ઉદ્દેશ શો, સર્જન પદ્ધતિ શી હોવી જોઈએ વગેરે પ્રશ્નો ઉપર પણ અણધાર્યો પ્રકાશ પડે છે. કુ. રેહાનાની સર્જન પદ્ધતિ આધુનિક માનસને અસાધારણ લાગે એમાં જ કદાચ તેની વિશિષ્ટ ઉપયોગિતા અને માર્ગદર્શકતા રહેલી છે. આજે પણ એ પદ્ધતિ વ્યવહારોપયોગી હોઈ નગદ કલાસર્જન આપી શકે છે એ નિર્વિવાદ સિદ્ધ છે. બાહ્ય દૃષ્ટિએ જીવનની ઉત્તમોત્તમ સેવા આવી કલાકૃતિઓ વડે આધ્યાત્મિકતા બજાવે છે. *

સાહિત્ય સર્જનની એકબીજાથી તદ્દન જુદી પદ્ધતિઓના નમૂના તરીકે પણ આપણે 'હાર્ટ' અને 'ગોપીહૃદય'ને જોઈ શકીએ. એકમાં કર્તાના માનસમાં અનુભૂતિ અને તેનો વાઙ્મય દેહ બન્ને એકસામટાં કોઈ પ્રેરણાના આવેશને પરિણામે જન્મે છે; બીજીમાં સર્જ-

* આ વિષયના જીજ્ઞાસુએ આઈરીશ કવિ જ્યોર્જ રસેલ (એ.ઇ.) નું "ધ કેન્ડલ ઓફ વીઝન" વાંચવું.

* કલા અને આધ્યાત્મિકતા વચ્ચેના સબંધ વિષે જુઓ માતાજી સાથે વાર્તાલાપ ૧૪ મો.

કની બુદ્ધિ એ પ્રગટ કલા-સ્વરૂપને ઉછીનું લઇને કલ્પનાની તથા કેળવાયલી રસવૃત્તિની સહાય વડે નવું કલાસ્વરૂપ સર્જે છે. એમાં વધુ સફળ કયું? શા માટે? સફળ કળાસર્જન માટે કયાં કયાં તત્ત્વો આવશ્યક? વગેરે પ્રશ્નોના ઉત્તરો વાંચનારે અભ્યાસ કરીને મેળવી લેવા એજ ઉત્તમ. એ રીતેજ સ્વતંત્ર રસવૃત્તિ અને વિવેચન શકિત કેળવાય.

એવા અભ્યાસમાં મદદ થાય એ હેતુથી બન્ને સર્જકોના કલાના આદર્શોનું અને કલા પ્રત્યેનું દ્રષ્ટિબિંદુ રજુ કરીશું. "હાર્ટ"માં સર્જકનો ઉદ્દેશ "આધ્યાત્મિક જાગ્રતિ માટે અધિકારી થઇ ચૂકેલ આત્મા સાથે પ્રભુના વર્તાવનું નિદર્શન કરાવવું" એ છે. એટલે એમણે પ્રસ્તાવનામાં પોતાની કૃતિનો સાર આપ્યોછે તેમાં કૃષ્ણ ભકિતનો વિકાસ, તેની ચરિતાર્થતા વગેરે જ વર્ણવ્યાંછે—માલતી કે માધવનો પ્રસંગ નોંધ્યો સરખો નથી. એમ થવાનું કારણ મને એમ લાગે છે કે કુ. રેહાનાને મન કલા—સર્જન ઉદ્દેશ નથી. આત્માનો પ્રભુ ભકિતમાં વિકાસ એ જીવનમાં એમનો પ્રથમ ઉદ્દેશ; એને પરિણામે જે કાંઇ સાહિત્ય કૃતિ બની આવે, સહેજે થઇ આવે, પ્રેરણાનો આવેશ બારણાં ઠોકતો આવીને લખાવી જાય તો લખવું. પરંતુ સાહિત્યની કલાસિદ્ધિ એમને મન સીધેસીધો કે પરમ ઉદ્દેશ નહિ. આધ્યાત્મિક જીવનમાં સર્વેનાં તેમ

કલાનાં મૂલ્યોનું પરિવર્તન થઈ જાયછે; એવાઓને મન કલા ઉદ્દેશ મટીને સાધન બનેછે, એમની કલા કોઈ આધ્યાત્મિક અનુભૂતિમાંથી જન્મે છે, યા તો પ્રેરણાના કોઈ અપાર્થિવ આવેગનું પરિણામ હોય છે. પરંતુ સર્જકને મન કલાપ્રવૃત્તિ ગૌણ માટે તેની કૃતિ કલા તરીકે ઉતરતી એવું મુદ્દલે સમજવાનું નથી, કારણ કે જેમ અનુભૂતિ કે આવેગ ઉર્ધ્વ ચેતનાના લોકના સત્ત્વવાળાં હોય છે, તેમ ત્યાંથી આવતી કલા પણ મહાન અને ઊર્ધ્વ લોકના સત્ત્વવાળી હોઈ એનું પ્રેરણાજનિત કલા સ્વરૂપ પણ કેટલીકવાર એવું સંપૂર્ણ—સર્વાંગસુંદર હોય છે, કે કલાસર્જનોમાં સહેજે ઉચ્ચ સ્થાન પામે છે. એવા સર્જકો પ્રભુ જોડે માનવ આત્માનો સંબંધ પ્રગટ કરવા માટેના, યા તો કોઇ અન્ધર ઊર્ધ્વ લોકમાંથી સૌંદર્ય અને સંવાદની સૃષ્ટિને આ પાર્થિવ જગતમાં વ્યકત કરવાના સાધન તરીકે કલાને જુવે છે. એ ઊર્ધ્વ લોકની કલા સૃષ્ટિ રચવામાં માનવની ધરા—સ્પર્શી બુદ્ધિ અને કલ્પના જેટલો ઓછો ભાગ લે તેટલે અંશે તે કલાસ્વરૂપ સાંગોપાંગ અવતરણ કરી શકે તથા પોતાની ભોમના સંસ્કાર અને વાતાવરણ જાળવી શકે. જેટલી માનવ કરણોની દખલગીરી ઓછી તેટલી તે કલાકૃતિ વધારે સ્વ—રૂપવાન. અલબત્ત, એ પ્રમાણે અણિશુદ્ધ અવતરણ થયા પછી બુદ્ધિ, રસવૃત્તિ વગેરે એમાં થોડા ગૌણ ફેરફારો કરવા હોય તો કરે—પણ એટલી ગ્રાહક ચેતનાની ખામી ગણાય.

કલાસિદ્ધિને જીવનનો ઉચ્ચતમ ઉદ્દેશ માનનારા અને આધ્યાત્મિક ધ્યેયવાળા કલાસર્જકો એકબીજાથી બીજી એક બાબતમાં પણ જુદા પડે છે. પ્રથમ પ્રકારનો સર્જક ઘણીવાર પોતાના વ્યક્તિત્વની અભિવ્યક્તિને કલાપ્રવૃત્તિનો મુખ્ય ઉદ્દેશ માને છે. જ્યારે બીજાને પોતાનું વ્યક્તિત્વ ગૌણ દેખાય છે. કુ. રેહાના એક પત્રમાં લખે છે 'હું પોતે તો કાંઇજ નથી. શૂન્યથી પણ કંપ છું એમ મને લાગે છે." એવા કલાકારની એ વૃત્તિજ હોય. એનું કારણ કુ. રેહાના પેઠે એવા સર્જકને ઘણીવાર અસંદિગ્ધ અને સતત ભાન હોય છે કે પોતે કોઇ ઊર્ધ્વ પ્રેરણાને ઉતરવાનો માર્ગ કરી આપનાર પ્રવાહક માત્ર છે, કર્તી હર્તી તો કોઇ બીજીજ શક્તિ છે.

સાહિત્ય સર્જનની બીજી પદ્ધતિમાં કર્તા પોતાની કલાકૃતિનું વસ્તુ કોઇ સ્થળેથી તૈયાર લે છે તેને પોતાની કલ્પનાવડે, રસવૃત્તિ વડે સુધારે છે, સમારે છે, મઠારે છે, રસે છે. અને અંતે એવું કલા સ્વરૂપ પ્રગટાવે છે જે મૂળ કરતાં એટલું તો જુદું હોય છે કે મૂળને એના આરંભ તરીકે ઓળખતાં પણ પ્રયત્ન કરવો પડે. ઉદાહરણ તરીકે મહાભારત અને રામાયણના પ્રસંગો પરથી કાલિદાસાદિ મહાકવિઓની સંસ્કૃત નાટક, કાવ્ય વગેરે કૃતિઓ, અંગ્રેજીમાં પ્લુટાર્કનાં જીવનચરિત્રો પર રચાયલી શેક્સપીઅર જેવા કલાસમ્રાટની કૃતિઓ આ વર્ગમાં આવે. રા. બ. ક. ઠાકોરે પણ કુ. રેહાનાનું વસ્તુ લઇને 'ગોપી હૃદય' નવુંજ રચ્યું છે.

કલાનો હેતુ કલાસિદ્ધિ, કલાસર્જકનો મહાન ગુણ કલા નિષ્ઠા—સાહિત્ય સર્જનના એ સર્વમાન્ય સુત્રો રા. બ. ક. ઠાકોર સ્વીકારે છે. કલા એટલે સૌંદર્યની શોધ તેની અભિવ્યકિત. કલાકૃતિને કલાના જ, સૌંદર્યની અભિવ્યકિતનાજ દ્રષ્ટિબિંદુથી જોવી જોઇએ, સાહિત્યમાં સરસતાનું સર્જન થાય એ અગત્યની વસ્તુ—કર્તાની આંતરસ્થિતિ, તેના કથિતવ્યનો પ્રકાર કે મૂલ્ય વગેરે એ દ્રષ્ટિએ ગૌણ—વગેરે સાહિત્યક્ષેત્રના સર્વમાન્ય સિદ્ધાંતો આધ્યાત્મિકતાદ્વારા સર્જન કરનાર કલાકાર પણ એ ક્ષેત્રમાં, સ્વીકારે જ. આજન્મ ભક્ત થયા વિના પણ ભક્તિને નિરૂપતી કૃતિ રચી શકાય, સિદ્ધાંતે નાસ્તિક થયા વિના નાસ્તિકતાનું ઉત્કટ કલારૂપ સરજી શકાય એ માન્યતાના અનેક પુરાવાઓ કલાસૃષ્ટિમાં મોજુદ છે.

સૌંદર્યજ કલાનું ધ્યેય એ બરાબર. પરંતુ સૌંદર્ય એક પ્રકારનું, એક પ્રતિનું કે એક સપાટી પરનું હોતું નથી. કલાસૃષ્ટિમાંયે જાણે શ્રેણિમાં યોજાય એવી ભૂમિકાઓ છે. રૂપની, પ્રકૃતિની, ચારિત્રની, બુદ્ધિની, આત્માની, એમ વિવિધ, પ્રકારની સુંદરતા હોય છે જેની અભિવ્યકિતની પદ્ધતિઓ પણ કેટલીકવાર જુદી પડે છે. કલ્પનાનો વિલાસ, બુદ્ધિના વૈભવ, સિસૃક્ષાની અદમ્ય તૃષા, પ્રેરણાનો આવેગ, ક્રાંતદર્શન એમ વિવિધ શકિતઓ- અને તેમનાં મિશ્રણ વડે પણ વિવિધ પ્રકારનું કલાસર્જન થાય છે. એમ પણ કહી શકાય કે જોનાર હોય તો સૃષ્ટિમાં સર્વત્ર સુંદરતા મળી આવે. પુષ્પો અને

ફૂળનું રૂપહૃ આલેખન, "ફૂલડાં" કે "બકરીનું બચ્ચું" એ ઉપ-રની કવિતા સુંદર હોઇ શકે, આપણને આકર્ષે પણ;– પરંતુ અજ્ઞાત સર્જકના નટરાજ કે બુદ્ધમાં, ફીડિયાસ કે માઇકલ એન્જેલોની કૃતિઓમાં યા તો મહાભારત, રામાયણ કે ઇલિ-યડ જેવા મહાકાવ્યમાં પ્રગટતી વસ્તુ એટલી બધી, એટલે પ્રકારે જુદી પડે છે કે એ બન્ને પ્રકારની સુંદરતા વચ્ચે ભેદ પડયા વિના રહેતો નથી. એટલે જેમ કેવળ આયોજન પાટવ (Skill in technique) કલા નથી તેમ સૌંદર્યની શોધ અને અભિવ્યક્તિ કર્યાથી કલાનો અંતિમ ઉદ્દેશ, ઉચ્ચતમ ધ્યેય સધાઈ ગયું એમ કહી શકાય નહિ. કલાના ઉચ્ચતમ ધ્યેયમાં સૌંદર્યનાં રૂપમાં દિવ્યચેતનાનો આવિર્ભાવ, આત્મ-જ્યોતિનું સીધેસીધું અવતરણ પણ આવે એ અશક્ય નથી. અને એવી કલાના સર્જકને એ ધ્યેય નજર આગળ રાખવું નથી પડતું કારણ કે નાડીમાં વહેતાં લોહીની પેઠે કુ. રૈહાનાની કૃતિમાં આવ્યાં તેમ એ ઉચ્ચ તત્ત્વો તેની કૃતિમાં આપોઆપ આવે છે. સૌંદર્યની શોધમાં આપણે ફક્ત ક્ષેત્રનો વિસ્તાર સાધવાનો છે એમ નથી તેના ઉચ્ચોચ્ચ દિવ્ય પ્રદેશો પણ શોધવાના અને સર કરવાના છે એ ધ્યાનમાં રહેવું જોઇએ.

પ્રાચીનકાળથી ધર્મ–આધ્યાત્મિકતા અને કલા સગી-બ્હેનો હતી તે ઉપરના નિરૂપણથી કંઈક અંશે સમજી શકાશે. યુરોપમાં પણ છેક મધ્યયુગસુધી એમનું સખ્ય ચાલુ હતું. પરસ્પર સહાયક એ પ્રવૃત્તિઓમાંથી ધર્મે કે આધ્યાત્મિક-તાએ કલાને બાંધી રાખવા પ્રયત્નો કર્યા છે એ મત એક

તરફી છે. કલા ધર્મથી સ્વતંત્ર [illegible] તે યુગોમાં મહાન સર્જકોએ અને વિવેચકોએ પ્રવર્તાવેલ કલારૂઢિનાં અને આયોજનની મર્યાદાઓનાં બંધન કરતાં એ ધર્મ—આધ્યાત્મિકતાનાં બંધન,—હતાં એમ સ્વીકારીએ તો પણ—વધારે કડક તો ન હોતાંજ એમ પણ કહેવું જોઇએ. સદ્ભાગ્યે વર્તમાન કલાની સ્વતંત્ર પ્રવૃત્તિ સ્વચ્છંદની અરાજકતામાંથી ધીમેધીમે એને પાછી પોતાના અસલ ધ્યેય તરફ વાળી રહેલી જણાય છે. બન્ને પ્રવૃત્તિઓ સ્વેચ્છાએ એક બીજા તરફ જતી લાગે છે.

કોઇ પ્રશ્ન કરે કે શ્રી. બ. ક. ઠાકોર ભક્તિના રહસ્યમાં કે ભગવાનમાં માનતા નથી, અજ્ઞેયવાદી છે તો તેઓ "હાર્ટ" જેવી કૃતિનો અનુવાદ અનુકૃતિ કરવા માટે યોગ્ય કેવી રીતે ગણાય? મને લાગે છે કે સાહિત્યના ક્ષેત્રમાં આવા કડક નિયમો આપણે કરી શકતા નથી. એવાં ઉદાહરણો છે જેમાં ગદ્યના પદ્યમાં અને ઉલટાં અનુવાદો, અનુરણનો વગેરે થયાં છે જેથી સાહિત્યને કશો ગેરલાભ થયો નથી. અને રા. બ. ક. ઠાકોર તો ઋણ સ્વીકાર કરી સ્પષ્ટ જણાવે છે કે એમની કૃતિ સ્વતંત્ર ભલે ગણાય. પુરાણોની સુવિદિત કથાઓ જુદા જુદા સાહિત્ય સ્વામીઓએ જુદા જુદા ફેરફારો કરીને પોતાના ઉપયોગમાં લીધી છે એ હકીકત એમના બચાવમાં આપી શકાય. અંગ્રેજીમાં બર્નાર્ડ શોએ "જોન ઓફ આર્ક" નાટક પ્રચલિત વાર્તામાં ફેરફાર કરીને લખ્યું છે તે પણ ટાંકી શકાય,—જો કે શૉની જોન મૂળ ફ્રાંસની વીર કુમારિકાથી એટલી જુદી થઇ ગઈ છે કે હું

તેને ઓળખી શકતો નથી એ મારે જણાવવું જોઈએ. કલાનિષ્ઠાથી પ્રેરાઈને રા. બ. ક. ઠાકોરને હાર્ટમાં ફેરફાર કરવા આવશ્યક લાગ્યા છે. એમણે 'બુદ્ધ' અને 'ભમતારામ' કાવ્યો પણ જાતકમાંથી લઈને ફેરફાર સહિત રચ્યા છે. એટલે સ્વતંત્ર કૃતિ તરીકે 'ગોપીહૃદય' કેવી ઉતરી છે તે આપણે હવે જોવું જોઈએ.

કુ. રેહાના અને રા. બ. ક. ઠાકોર—એક સ્વભાવે પરમભક્ત ત્યારે બીજા અજ્ઞેયવાદી,—'અભક્ત', એક અજાણ્યેજ કલાસર્જક, કવિ થઈ ગયેલ જેને મન કલાસર્જન કે કલાસિદ્ધિ ગૌણજ, બીજા કલાકાર તરીકે અતિ જાગ્રત,—તોળી તોળીને આપનાર; એક પોતાને થયેલ દર્શન કે સંભળાતી શ્રુતિને શબ્દદેહમાં રજુ કરે છે, બીજા એ અનુભૂતિને પોતાની બુદ્ધિમાં વિચારપૂર્વક ધારણ કરીને પોતાની સૌંદર્ય ભાવના વડે જુદોજ શબ્દદેહ રચે છે. કુ. રેહાનાએ કોઈ ઊર્ધ્વ શક્તિના પ્રતાપે ત્રણ જ દીવસમાં "હાર્ટ" લખ્યું—તેમને લખવું પડ્યું, રા. બ. ક. ઠાકોરે ગોપીહૃદય પૂરું કરતાં સાત વર્ષ લીધાં; એકની કૃતિમાં કૃષ્ણભક્તિ તેનું જીવાતુભૂત તત્ત્વ છે, બીજાનીમાં ભક્તિપ્રધાન માનસની અને કૃતિની સુંદરતાની કદર કરનારી કલાભક્ત બુદ્ધિ એ સુવાસ આપવા પ્રયત્ન કરે છે. એકને મન શ્રીકૃષ્ણ પ્રભુના અવતાર છે બીજાને મન તે યુગ પુરુષ—સમયમૂર્તિ, કદાચ લોકોત્તર પુરુષ—ગમે તેવા તો યે "માનવ જંતુ." એકની પ્રકૃતિ ગોપીના હૃદયભવોને વ્યક્ત કરવાને લાયક,

ગૌણ છે, બીજાની પ્રકૃતિનો આગળ પડતો ગુણ પૌરૂષ છે. જન્મે અહિંદુ કુ. રેહાના સાચું હિંદુત્વ પામ્યાં છે જ્યારે જન્મે હિંદુ રા. બ. ક. ઠાકોર અહિંદુ ગણાય એવું માનસ કેળવી શકયા છે—એવી જીવનની અકળ ગતિ છે.

આવા અસામાન્ય અને મૌલિક ગણાય એવા ભેદો છતાં રા. બ. ક. ઠાકોરની કલાનિષ્ટા એટલી ઉદાર છે કે તે કુ. રેહાનાની કૃતિની કદર કરે છે, પોતાની પ્રેરણાનું બીજ તેમાંથી લે છે અને એ ઋણનો સાભાર સ્વીકાર કરે છે. એમણે કુ. રેહાનાની કૃતિનું બીજ નહીં પરંતુ મૂળ છોડની કલમ લીધી છે. એમણે એ કલમને પોતાના માનસમાં વાવી, ઉગાડી, વિકસાવી છે. મૂળ છોડની ભોમ અને કલમની ભોમમાં, બન્નેના માનસની આબોહવામાં ભેદોને લઇને નવા છોડના પુષ્પનાં રૂપ, રંગ અને સુવાસમાં ભેદ પડે છે. એટલે મૂળ છોડના પુષ્પની સુગંધ ન મળે તો તે સ્વાભાવિક ગણાવું જોઇએ. રા. બ. ક. ઠાકોરનો મૂળની પરિમળ આપવાનો દાવો પણ નથી. એટલે ગોપીહૃદયનો પરિચય કરતાં વારેવારે મૂળછોડ જેની એ કલમ છે તેને યાદ કરવાની જરૂર પડે ત્યારે પણ આ બન્ને છોડ જૂદા છે એ ધ્યાનમાં રાખવું જોઇએ.

કુ. રેહાના પોતાની કૃતિનો સાર આ પ્રમાણે આપે છે; "પ્રથમ નામશ્રવણ, તેમાંથી આકર્ષણ, આકર્ષણમાંથી આસક્તિ,—કુતૂહલ અને આસક્તિ બળવત્તર બનતાં સાચા ભકતના—રાધાના—સ્પર્શથી અંતરમાં અહૈતુકી ભક્તિ

જાગેછે. ધીમે ધીમે પ્રભુના સાન્નિધ્યની અનુભૂતિ ગાઢ બને છે, જામે છે, અને પ્રભુના સાક્ષાત્કારની તીવ્ર અભીપ્સામાં પરિણમે છે. એ અભીપ્સા આત્માને ગોપી બનાવે છે, અને ગોપી બનતાં તેને શ્રીકૃષ્ણનાં દર્શન થાય છે. ત્યારપછી ચિરકાળ એનાં ચરણ સમીપ વૃંદાવનમાં વસે છે." આ વાર્તામાં વૈષ્ણવ માર્ગનાં કેટલાક પ્રતીકો લગભગ પારદર્શક થાય છે. "હાર"નો વિષય માનવના અંતરમાં અહૈતુકી ભક્તિનો ઉદય અને વિકાસ, પ્રભુસાક્ષાત્કાર અને તેને પરિણામે માનવ પ્રકૃતિનું પરિવર્તન એ ગણી શકાય. શર્મિલાના હૃદયમાં રાધાના જેવી અહૈતુકી ભક્તિ પ્રગટે છે એ મુખ્ય વસ્તુ છે. જ્યારે પતિ માધવને મારાના પંજામાંથી કૃષ્ણ છોડાવેછે ત્યારે તે આર્તભક્ત પણ ધીમે ધીમે નિષ્કામ ભક્તિ પ્રત્યે વળે છે. તથા એનું કુટુંબ આર્ત અને અર્થાર્થી ભક્ત બને છે, આમ આખરે સર્વે કૃષ્ણ ભક્ત થાયછે. આખી વાર્તામાં શર્મિલાની નણંદ માલતી એની કૃષ્ણભક્તિનો વિરોધ કરી એને દમે છે એ વિસંવાદી સુર શર્મિલાની ભક્તિની કસોટીરૂપ બની તેને દૃઢ કરે છે અને આખી કૃતિના સંવાદની અસરની જમાવટમાં વધારો કરે છે. અને આખી કૃતિમાં કૃષ્ણને દશ વર્ષના કિશોર ચીતર્યા હોઈ છાશ–ચોરી અને વસ્ત્રાહરણનો પ્રસંગ પણ એમાં પ્રતીક રૂપે રજુ થાય છે—એટલા નાના કિશોરના ઉપર કામવાસનાનો આરોપ મૂકી શકાય તેમ નથી. પ્રતીક તરીકે સ્પષ્ટ જણાતા એ બન્ને પ્રસંગોમાં પ્રભુ જ સર્વનો સ્વામી છેઃ સઘળું જ જીવન

પણ–તેનું છે એ ભાવ સ્પષ્ટ થાય છે.

વૈષ્ણવમાર્ગમાં પ્રેમ ભક્તિયુક્ત માનવ આત્મા તે રાધા, પૂર્ણ પુરૂષોત્તમ પરમાત્માના અવતાર તે કૃષ્ણ; અહેતુક પ્રેમની તુલસીથી મહેકતું ભક્ત હૃદય વૃંદાવન, સમગ્ર ઇન્દ્રિયોવાળું બહિર્મુખ માનવ ચિત્તંત્ર તે ગોકુળ–; યમુનાનાં કાળાં અવચેતનાનાં નીર, તેમાં છૂપાઈ રહેલો અધમ પ્રકૃતિનો પ્રતીક કાલીનાગ–તેનું અવચેતનામાં ડૂબકી મારીને કૃષ્ણે કરેલું દમન; માનવને પોતાના પ્રત્યે, દિવ્ય જીવન પ્રત્યે, આકર્ષતા સંગીત સુર તે કૃષ્ણની બંસરી; પ્રભુપ્રત્યે આકર્ષાયલા માનવ આત્માઓ–ગોપીઓનો–એક રીતે સમગ્ર માનવજાતિનો–પ્રભુજોડે સનાતન આનંદ–રાસ. એમાં દધિહરણ, વસ્ત્રાવરણ, કૌટુમ્બિક ફરજોનો ત્યાગ વગેરે ઘટનાઓ પણ પ્રતીક રૂપે આવે છે. આ તો ભકિત માર્ગનાં પ્રચલિત પ્રતીકોની સુચિનો આરંભ ગણાય.

'ગોપીહૃદય'માં કર્તાએ મૂળવાર્તાની મુખ્ય ઘટનાઓ કાયમ રાખી છે, પરંતુ પોતાની કલ્પના વડે નવી ઘટનાઓ ઉમેરી છે, મૂળની ઘટનાઓમાં ફેરફારો પણ કર્યા છે. ઉ. ત. નગુંદ માલતીનો કોપ પ્રસંગ–મંગળ ૬ થી ૯ સુધીનો ભાગ–મૂળથી જુદો યોજ્યો છે–એમાં મૂળના વેણુનાદ શ્રવણ વગેરે ભાગો જાળવીને ગુંથી લીધા છે. મંગળ ૧૦ અને ૧૧ નો કેટલોક ભાગ મૂળનો અનુવાદ છે જ્યારે કેટલોક ઉમેરો પણ થયો છે. મંગળ ૧૨મું મૂળથી

જૂદું જ યોજાયું છે. એમાં માધવના ઉપર હુમલો, કૃષ્ણનું રાજપુરૂષ અને સેનાની તરીકેનું સ્વરૂપ બહાર લાવવું વગેરે ઉમેરા થયા છે. રા. બ. ક. ઠાકોરને એમ લાગ્યું કે આ બધા પ્રસંગો વિગતવાર રજુ થવા જોઇએ—મૂળમાં કેટલાક માત્ર સૂચવાયા છે. પરિણામે આખી કૃતિનો ઉઠાવ જુદો થાય એ સ્વાભાવિક છે. શર્મિલાનો પતિ માધવ કૃષ્ણભક્ત બનતો નથી. ઉદાર ધર્મભેદસહિષ્ણુતામાં,—સર્વ ધર્મનાં સમાન સ્વીકારમાં કૃતિનો અંત આવે છે, અને કામવાસના અનર્થોના મૂળ તરીકે દેખાય છે.

મૂળ 'હાર્ટ'ની શૈલીમાં ખૂબ તાજગી છે, વાંચનારને પોતાનો રંગ લગાડે એવો ઉત્સાહ છે, દિલની પારદર્શક સચ્ચાઇ છે, આખી કૃતિના અંગેઅંગમાં કૃષ્ણ પ્રેમ નીતરે છે અને વાંચનારના હૃદયને આર્દ્ર કરે છે. આખી કૃતિ પ્રેરણા પ્રેરિત—અકૃત્રિમ—કલાનો નમૂનો છે. એનો અર્થ એવો નથી થતો કે હાર્ટમાં થયેલું ભક્તિનું નિરૂપણ સર્વાંગ પૂર્ણ છે. શર્મિલાનો પતિ માધવ કૃષ્ણભક્તિને અનુકૂળ ચીતરાયો છે અને પ્રભુભક્તિ જાણે કે સૌ માનવ સંબંધોની પોષક હોય, એવું પણ વિધાન કરવામાં આવ્યું છે, પરંતુ એ તો સુભાગી અપવાદ ગણાય. ભક્તિ માર્ગના આદર્શ તરીકે એને ન લેખાય એમ મને લાગે છે. માનવ સંબંધોને ભક્તિ પોષે—વધારે પ્રેમાળ બનાવે એવું મોટે ભાગે કમનસીબે બનતું નથી. અને જ્યારે પ્રભુ પ્રેમ અને માનવ પ્રેમ વચ્ચે પસંદગી કરવાની આવે છે ત્યારે સાચા

ભક્તોએ ભક્તિને જ પસંદ કરી છે—અને માનવ સંબંધોને તિલાંજલિ આપી છે.

'ગોપીહૃદય'માં કર્તા નૂતન છંદનો પ્રયોગ બુદ્ધિ પૂર્વક યોજે છે. 'મુક્ત પૃથ્વી'ની સફળતા વિષે અહીં એટલું કહી શકાય કે વિવિધ પ્રસંગોના વર્ણનમાં તે પર્યાપ્ત નીવડે છે. મહાકાવ્ય માટેની એની યોગ્યતા આવા વધારે અને સ્વતંત્ર પ્રયોગો થયા પછીજ નક્કી કરી શકાય. અહીં કર્તા પ્રત્યેક ઘટનાને, અંગને બુદ્ધિપૂર્વક જુવે છે, તેમાં શા શા ફેરફારો કલ્પના દ્રષ્ટિને આવશ્યક લાગે છે તે વિચારે છે, પોતાનાં પાત્રોને ન્યાય આપવા પ્રયત્ન કરે છે અને એમ કરતાં નવું રૂપ સર્જે છે.

કુ. રૈહાનાના માનસનો કાંઇક પરિચય આપણે આગલા પાનાંઓમાં કર્યો. હવે જે માનસમાં "ગોપીહૃદય" ઉગ્યું છે તેનો કાંઇક પરિચય કરવો આવશ્યક છે. શ્રી. બ. ક. ઠાકોર-ના સંકુલ માનસની આગળ પડતી વિશિષ્ટતાઓમાંથી એક બેનોજ ઉલ્લેખ આ પ્રવેશકમાં શક્ય છે. સાથે સાથે એમની માનસ-ભોમમાં ઉગેલા અન્ય ફૂલછોડ, વેલા, વેલીઓ વગેરેની માહિતી આપણને એ કાર્યમાં કાંઇક સહાય કરશે. રા. બ. ક. ઠાકોરની પ્રકૃતિની બે વિશિષ્ટાઓ: ૧. બુદ્ધિ પ્રધાનતા ૨. પાશ્ચાત્ય કલાભાવના—સવિશેષે યુનાની કલા ભાવનાનો સ્વીકાર અને અનુસરણ,—મને આગળ પડતી લાગે છે. કાવ્ય વિવેચનમાં વિચાર પ્રધાન કાવ્ય ઉત્તમ એ માન્યતા એમની બુદ્ધિ પ્રધાનતામાંથી જન્મે છે. વળી એ

બુદ્ધિપ્રધાનતાનો વિશિષ્ટ ગુણ કલ્પના વિહાર સાથે ધરા સ્પર્શી વાસ્તવિકતા પ્રત્યેનો ઝોક છે. કવિ નાનાલાલની બુદ્ધિ જેમ આદર્શ અને કલ્પના વિહારી ગણાય તેવી રા. બ. ક. ઠાકોરની નથી. રા. બ. ક. ઠાકોરની પ્રકૃતિનો ધરાસ્પર્શી વાસ્તવિકતા માટેનો આગ્રહ એમનાં પ્રકૃતિ-વર્ણનનાં કાવ્યોમાં પણ જણાય છે. મને લાગે છે કે આ બે વિશિષ્ટતાઓમાં રા. બ. ક. ઠાકોરની પ્રકૃતિના વિજયો તથા મર્યાદાઓ આવી જાય છે. એમનો અજ્ઞેયવાદ પણ એ ધરાસ્પર્શી, ધરામર્યાદિત બુદ્ધિ પ્રધાનતામાંથી જન્મે છે એમ મને લાગે છે.

કલાસર્જન માટે બુદ્ધિ આવશ્યક છે પરંતુ તે એકલી પર્યાપ્ત નથી. પ્રેરણા, આદેશ, ક્રાંતદર્શન તો વિરલ, અતિ વિરલ પરંતુ જીવનમાં ભાવો, લાગણીઓ, મંથનો વગેરે વ્યક્તિ અનુભવે છે તે સર્વભોગ્ય શી રીતે બને છે? માનવતાને સામાન્ય એવી પશ્ચાદ્ભૂમિનો આશ્રય લઈને. મુશ્કેલી એ છે કે એવી સર્વ સામાન્ય પ્રશ્ચાદ્ભૂમિ કેવળ બુદ્ધિના કાર્ય વડે પ્રાપ્ત થઈ શકતી નથી એમ મને લાગે છે. ઉચ્ચતમ કલાસર્જન માટે તાદાત્મ્ય અને તાટસ્થ્ય એ બન્ને શક્તિઓ એકી વખતે સક્રિય થવી આવશ્યક છે. બુદ્ધિને લઈને તાટસ્થ્ય પૂરતું જળવાય છે પરંતુ કેવળ બુધ્ધિ વડે સધાતું તાદાત્મ્ય પૂરતું સમર્થ ભાગ્યે જ નીવડે છે. જ્યારે સમગ્ર અંતઃકરણ તાદાત્મ્ય સાધે ત્યારેજ કલા-કૃતિમાં પૂરતું સામર્થ્ય આવે, ત્યાંસુધી એ કલા તત્ત્વની

ખોટ રહે છે. એટલે કલાકૃતિને રૂપ આપવામાં જ્યારે બુદ્ધિ આગળ પડતો ભાગ લે છે ત્યારે કૃતિ કુ. રેહાનાની પ્રેરણાપ્રેરિત, યાતો 'કાંત' જેવાની રસવૃત્તિજન્ય કૃતિ કરતાં જુદું જ સ્વરૂપ પામે એ સ્વાભાવિક છે. બુદ્ધિ પોતાના વકતવ્યને મનોમય કલારૂપ આપવામાં ફતેહ મેળવી શકે પરંતુ ક્રાંતદર્શનમાંથી, ઊર્ધ્વ પ્રેરણામાંથી યાતો સમગ્ર અંતઃકરણના મંથનમાંથી ઉદ્ભવતી કૃતિ કરતાં એ જુદી પડી આવે છે. ગેરસમજુતિ ન થાય માટે અહીં ઉમેરવું આવશ્યક છે કે તાદાત્મ્યનો અર્થ એવો નથી કે ગોપીહૃદયના કર્તાએ વૈષ્ણવ થવું યાતો આજન્મ કૃષ્ણભક્ત બનવું આવશ્યક છે. પરંતુ કૃતિના હાર્દ સાથે સમસ્ત અંતઃકરણનું—ન કેવલ બુદ્ધિનું—તાદાત્મ્ય સધાય તો જ સર્જિત રૂપ પ્રમાણિત, મર્મસ્પર્શી, વિશ્વાસ્ય અનિવાર્ય બને. 'હાર્ટ' અને 'ગોપીહૃદય'ને કલારૂપના બે પ્રકારો તરીકે પણ જોઈ શકાય તે હું આગળ જણાવી જ ગયો છું.

રા. બ. ક. ઠાકોરની કાવ્ય પ્રવૃત્તિને સમગ્રરૂપે જોવાથી તેમાં ગોપીહૃદયનું સ્થાન નક્કી કરવામાં મદદ થાય. એમની કાવ્યપ્રવૃત્તિ લગભગ ૪૫–૫૦ વર્ષ જેટલા લાંબાં ગાળામાં પ્રવર્તેલી હોઈ અનેક પ્રકારે, પ્રયોગે અને સિદ્ધિએ સમૃદ્ધ છે અને ગુજરાતી કવિતામાં નવી ભાત પાડે છે. પરંતુ વિસ્તારવાળાં કાવ્યો એમને હાથે લખાયાં નથી. એક બે પ્રયત્નો "આરોહણ" "એક તોડેલી ડાળ" જેવા આદરેલા તે કમનસીબે અધુરાજ રહ્યા છે.

ભણકારમાં સંગ્રહિત થયેલાં કાવ્યોમાં ગુચ્છ ૨ જો.

(આરોહણથી રેવા) અને ગુચ્છ ૩ જાને (પ્રેમનો દિવસ, વિરહ, શાંતિ, નિવાપાંજલિઓ) હું એમની સમગ્રકૃતિના ઉચ્ચતમ કાવ્ય શિખરોવાળા ગણું છું. ગુચ્છ ૨ જાના કાવ્યોમાં બુદ્ધિ પ્રધાનતા ઉચ્ચ કલ્પના પ્રભાવવડે અલૌકિક બની પ્રેરણા પામે છે. અને એવા વિશાળ, વ્યાપક અને હૃદયસ્પર્શી ભાવોને જાગ્રત કરે છે જેથી વાંચનારનાં હૃદય અને બુદ્ધિને એકી વખતે ઊર્ધ્વ પ્રતિ આરોહણ કરાવે છે. કોઇ કોઇ કાવ્યમાં કવિનું કલ્પના દર્શન વાચકોને ભાવાત્મક તત્ત્વનું અનુસંધાન કરાવતું નથી અને એ બાબતમાં ન. ભો. દિ. ખબરદાર, ઊમાશંકર, કે સુંદરમ્‌ના એ પ્રકારનાં કાવ્યોથી બ. ક. ઠાકોરનાં કાવ્યો જુદાં પડે છે. પરંતુ તેથી એમના કાવ્યરૂપની અસરકારકતાને ક્ષતિ પહોંચતી નથી. વળી અજ્ઞેયવાદી છતાં એમણે કોઇપણ ભકત હૃદયને ગમી જાય એવી સાચા જીગરની પ્રાર્થનાઓ રચી છે. કોઈ કોઇ કૃતિમાં બુદ્ધિ ગ્રાહ્ય અદ્વૈતવાદને હૃદયગમ્ય પણ બનાવ્યો છે.

શ્રી. બ. ક. ઠાકોરના કાવ્યફાલના જે બે ગુચ્છોને હું શિરોમણિ ગણું છું તેમાં ચડિયાતો કયો? પ્રશ્નનો ઉત્તર આપવો મુશ્કેલ છે. બીજા ગુચ્છનાં કેટલાક કાવ્યોને કોઇ ગુજરાતી કવિતાના ઉચ્ચતમ શિખરોમાં ગણે, તો કોઇને છેવટની આધ્યાત્મિક વાસ્તવિકતાનો (ઇશ્વર કે બ્રહ્મનો)–આશ્રય ન લેતાં હોવાને કારણે,–અસરકારક ભાવનામયતાવાળાં હોવાથી જ કવિતા તરીકે વધારે સુંદર પણ લાગે. 'રેવા,' 'આરોહણ,' "સર્ગદર્શન," "શાંતિ"–વગેરે

સાચા કાવ્ય ગુણોવાળી કૃતિઓ કોઈને પણ ઉચ્ચ લાગે એમાં આશ્ચર્ય નથી. શુદ્ધ કલાની, રસાસ્વાદની દૃષ્ટિએ, ગુચ્છ ૩ જા ના—અને તેમાંયે વિરહનાં—કાવ્યોમાં શ્રી. બ. ક. ઠાકોરની કવિતા એના ઉચ્ચોચ્ચ શિખરોને પહોંચે છે એમ મને લાગે છે. ગુજરાતી કવિતામાં વિરહજન્ય કરુણ રસના આવા પૌરૂષોદ્‌ગારો મને અન્ય કવિઓમાં દેખાયા નથી. ન. ભો. દિ. અને ખબરદાર બન્નેના માનસમાં ભક્તિ, શ્રદ્ધા વગેરે આસ્તિક ગુણો ઓતપ્રોત હોવાને કારણે એમનાં કાવ્યોનો કરુણરસ શાંતિના નિર્વેદમાં પરિણમે છે. એની પાછળ શોકની આછી વિશાદ છાયા રહે છે ખરી. પરંતુ એમાં માનવમાનસ શ્રદ્ધાભક્તિયુક્ત સમાધાન પામે છે. કદાચ એ બન્નેનું દાંપત્ય પણ લાંબું ચાલ્યું હશે એ પણ એવા કરુણરસની ગેરહાજરી માટે જવાબદાર હોય. કલાપીનું માનસ ઊર્મિપ્રધાન, એમનો કરુણરસ પ્રેમની વિહવળતામાંથી અને અસ્થિરવૃત્તિની અશક્તિમાંથી તથા આદર્શો, ભાવનાઓ અને ફરજોની અથડામણમાંથી જન્મે છે. પરંતુ. શ્રી. બ. ક. ઠાકોરનાં વિરહ કાવ્ય જૂઓ. સકારણ પ્રખ્યાત થયેલ 'જીવતું મોત' 'દ્યુતિકણી' કે 'આરતી' ગમે તે લ્યો, પ્રત્યેકમાં કવિની સ્વાનુભવજન્ય પ્રેરણા કેવું સમુજ્વલંત રૂપ ધારણ કરે છે તે તપાસો. 'જીવતું મોત'ની છેલ્લી બે લીટીઓ—

મોત, જીવતું મોત, એમાં વધુ વસમૂં શ્યૂં,
એ જ્ઞાનાગ્નિજ્યોત થકી ભલે ઉગર્યાં સખા !

એમાં શોકની જે અતાગતા છે, તીવ્રતા છે, જે પ્રેમૌદાર્ય છે તે જુવો, અને એ બધાની પાછળ પ્રકટતું પૌરૂષ! ગુજરાતી સાહિત્યમાં જ નહિ બીજી ભાષાઓમાં પણ શોકાગ્નિની એવી મર્મવેધક ઉક્તિઓ ઝાઝી નહિ જડે. બીજું ઉદાહરણ લઇએ. "પ્રભો, ગઇ."—એ બે શબ્દોની સંક્ષિપ્તોક્તિમાં અલ્પવિરામ અને પૂર્ણવિરામ વચ્ચેના ગાળામાં કેટલો કરુણરસ વહે છે? અને છતાં એમાં નથી કોઇ પ્રાર્થના કે હૃદયની જ્વાલાનો ઉદ્‌ગાર. કેવળ Laconic ઊક્તિ વડે—હકીકત માત્ર કથીને પણ કરુણ રસ કેવો જમાવાય છે તેનું આ એક ઉત્કૃષ્ટ ઉદાહરણ છે. આ વિરહ કાવ્યોમાં શ્રદ્ધા કે ભક્તિના અવલંબન વિનાનું કવિમાનસ પોતાના પૌરૂષવડે શોકને, દુઃખને સહે છે, પડકારે છે, વર્ણવે છે એમાં જ એની કરુણતા ઘેરી બને છે—તે એટલી બધી કે એનો અંત પણ દેખાતો નથી.

તો, "શાપું ત્હને" એ કૃતિને કર્તા "નાસ્તિક ચિત્તંત્રની ધગધગતી વરાળ" કહે છે. પોતાની કૃતિ વિષેની કર્તાની માન્યતા એક વસ્તુ છે અને ધારેલી અસર ઉપજાવે એવી તે ઉતરી છે કે નહિ એ નક્કી કરવું જૂદી જ વસ્તુ છે. મારું આધીન મત છે કે એ કૃતિમાં નાસ્તિકતાનો—અંતરની ઊંડી નાસ્તિકતાનો—ઉદ્‌ગાર નથી. ઇન્દ્રિયોની મર્યાદામાં પૂરાઇ રહેનારી, સ્થૂળથી મર્યાદિત, માનવબુદ્ધિ,—સ્થૂળથી પર જનાર શુદ્ધ સત્યાન્વેષક બુદ્ધિ નહિ,—જીવનમાં, જગતમાં જે વિસંવાદો, અન્યાયો, અનિષ્ટો વગેરે જુવે, અનુભવે છે તેને

તે–સ્થૂલમાં પૂરાયલી હોવાને કારણે, કદાચ,–સમજી શકતી નથી. પરિણામે તે ઉકળી ઉઠે છે અને પ્રકૃતિને કે જે કોઇ સત્તાને તે એ સર્વે અસંગતિ વિસંગતિ માટે જવાબદાર ગણે છે તેને ભાંડે છે, શાપે છે. એમાં એની નાસ્તિકતા હોય તો હોય.

કાવ્યનો ધ્વનિ એ છે કે માનવની સ્થૂળ–મર્યાદિત બુદ્ધિને સાલતા બધા વિસંવાદો દૂર થઇ જાય, તેની ફરિયાદોની દાદ મળી જાય તો જગત સંપૂર્ણ બને. તો કદાચ એ નાસ્તિકતા પણ ઉડી જાય. વળી એ કૃતિમાં ઇશ્વર જેવી કોઈ વિશ્વાતીત વાસ્તવિકતાનો ઇશારો ય નથી. કેવળ પ્રકૃતિ–તે પણ અણઘડ પ્રકૃતિ–નો જ ઉલ્લેખ છે. એ અણઘડ પ્રકૃતિની પાછળ રહેલ કોઇ સત્ત્વ કાવ્યમાં પ્રત્યક્ષ થતું નથી. વધારામાં આખા કાવ્યમાં માનવની લઘુતા, ક્ષુદ્રતા અરે, ક્ષુલ્લકતાનો ટેક એટલો તો સતત મન અને કાન ઉપર અથડાયા કરે છે કે આપણને એમ થાય છે કે એવા ક્ષુલ્લક માનવજંતુને વળી ન્યાય અન્યાય, સત્યાસત્ય, સંગતિ વિસંગતિનો વિચાર સરખો કરવાનો અધિકાર જ શો છે? કેમ જે ઇશ્વર જેવી સત્તાનો ઇન્કાર–અસરકારક ઇન્કાર–કરવા માટે પણ એક પ્રકારની નઞ્યાત્મક મહત્તા, અંતરના કાઠાનું રાક્ષસીપણું આવશ્યક છે. અહીં તો સ્થૂળથી મર્યાદિત, ગરીબ બિચારી, ઘરાજીવી બુદ્ધિ જીવનની વિષમતાઓ વિષે બળાપા કાઢે છે એમ લાગે છે. એવી, એટલે રા. બ. ક. ઠાકોર જેવી, બુદ્ધિજીવી નહિ પરંતુ આત્માના ઉંડાણમાંથી ઉછળતી નાસ્તિકતા

જોવી હોય તો જુઓ મિલ્ટનના "પેરેડાઇઝ લોસ્ટ"ના દ્વિતીય પુસ્તકમાં સેતાનના ઉદ્દગારો. એની અહંતા પણ કેવી પ્રતાપી લાગે છે ? એનો પડકાર પણ સર્વશક્તિમાનના સિંહાસનને ડોલાવે એવો સમર્થ લાગે છે. અને યાદ રાખવાનું છે કે મિલ્ટન માન્યતાએ નાસ્તિક ન હતો.

શ્રી. બ. ક. ઠાકોરે જગદ્ યુદ્ધ ઉપર જેટલાં કાવ્યો ગુજરાતીમાં લખ્યાં છે તેટલાં બીજા કોઇ જુવાન કવિએ પણ-સિવાય સામ્યવાદના રા. ભાનુભાઇ વ્યાસ-લખ્યાં નથી. એ વિચિત્ર ઘટનાની સમજુતિ આપણને રા. બ. ક. ઠાકોરની પ્રકૃતિની બીજી વિશિષ્ટતામાં મળે છે એમ મને લાગે છે. એમની કાવ્યભાવના "યુરોપી રસિકો અને ફિલસૂફોની સૌંદર્યમીમાંસા ઉપરથી" (ન. ક. વ્યાખ્યાનો) બંધાવા પામી છે. એમના રુચિતંત્રમાંજ નહિ સમગ્ર માનસના બંધારણમાં યુરોપની-અને ખાસ કરીને યુનાની-સંસ્કૃતિએ આગળ પડતો ભાગભજવ્યો હોઇ જગદ્ યુધ્ધની એમની કૃતિઓની પાછળ આંતરરાષ્ટ્રીયતાની ધબક જણાય છે. એમ ઘોર સંગ્રામની કરુણતાનો પડઘો કવિના અંતરમાં દર્દભર્યો પડે છે—

અરેરે ! વિજય ભૂંડા બળ શઠના !
અરેરે ! ઘોર ભોગ સત હઠના !

આપણા ઘણાં કવિઓએ રા. મેઘાણી પેઠે રાષ્ટ્રીય ચળવળનાં ગીતો ગાયાં છે.—પરંતુ આંતરાષ્ટ્રીય પરિસ્થિતિએ આપણા કવિઓના અંતરમાં ક્ષોભ કે ભાવો પૂરતા

પ્રમાણમાં જાગ્રત કર્યાં જણાતા નથી. પરતંત્ર પ્રજામાં એવું માનસ સમજી પણ શકાય તેવું છે. પરતંત્ર પ્રજાની ભાવના પ્રથમ સ્વતંત્રતા સર કરવાનીજ હોય. જેને રાષ્ટ્રીય સ્વાતંત્ર્ય નથી તેને આંતરરાષ્ટ્રીયતા કયાંથી સંભવે એવો પ્રશ્ન પણ કરી શકાય. પરંતુ આર્થિક, રાજકીય અને ભૌતિક વિજ્ઞાનની પ્રગતિને પરિણામે એવી પરિસ્થિતિ આજે ઉપસ્થિત થઈ છે જેમાં કોઈ રાષ્ટ્ર—સ્વતંત્ર કે પરતંત્ર—કેવળ પોતાના સ્વાતંત્ર્યની ભાવના કેળવી શકે તેમ નથી.

રા. બ. ક. ઠાકોરની પાશ્ચાત્ય સંસ્કારિતાની કદરમાંથી અને માનવસંસ્કૃતિની ભાવિ પુનર્ઘટનામાં તેની આવશ્યકતાની ભાવનાને લઈને જન્મતી આંતરરાષ્ટ્રીયતાવાળી કવિતા કેટલાકને લાગણીના પૂરતા સામર્થ્ય વિનાની, નોંધપોથી જેવી વર્ણનિયા લાગે એ પણ સંભવિત છે.

પરંતુ રા. બ. ક. ઠાકોર જ્યારે યુરોપના ઉપર જગદ્‌—યુદ્ધનો ઝંઝાવાત જુવે છે ત્યારે માનવકલાસમૃદ્ધિમાં અને સંસ્કારિતામાં યુરોપે આપેલા, અને આપી શકે તેવો ફાળો તેમને જોખમાઇ રહેલા દેખાય છે, તથા આંતરરાષ્ટ્રીય સંસ્કારિતાને એથી જે મહાન ખોટ જવાનો ભય છે તેનું દર્દ એમના અંતરમાં જાગે છે. જે વાચકના માનસમાં આ યુરોપીય સંસ્કારિતાનું જ્ઞાન, કદર કે મૂલ્ય ન હોય તેને એ કાવ્યોનો ભાવ સહેલાઇથી ન સમજાય એ સ્વાભાવિક છે. એ કાવ્યો પાછળ આંતરરાષ્ટ્રીય સંસ્કારિતા—જેમાં પ્રજા પ્રજા વચ્ચે સંસ્કાર વિનિમય અનિવાર્ય

છે તે—ની ભાવના, તેના સંરક્ષણની કાળજી તથા વિનાશની ચિંતા રહેલાં છે. "જર્મનનો પારીસમાં પ્રવેશ" એ કાવ્યને અંતે "હૂણે પારીસ સર કર્યું, નવગણે બૂઝે ન આ કોઈ તે" એમાં આપણી પ્રજામાં આંતરરાષ્ટ્રીય ભાવનાના અભાવની કડવી ફરિયાદ પણ કવિ કરે છે. પરંતુ "ફોડી મકોડી મૃત્યુગ્રસ્તાલયે" જેવા વેપારીઓ અને સામાન્ય લોકોમાં સંસ્કારિતાની એટલી પિછાન હોય પણ ક્યાંથી? વળી એ ભાવ પણ બુદ્ધિગ્રાહ્ય પ્રથમ અને હૃદયગ્રાહ્ય તો તે બુદ્ધિગ્રાહ્ય થાય તેના પ્રમાણમાંજને? સંસ્કારિતાનો એટલો વિકાસજ આપણા સામાન્ય જનમાં થયો નથી.

ગોકુળ જેવા ગામડામાં અણછતો, કોયડા જેવો કિશોર છ લશ્કરી તાલીમ લીધેલા સિપાઈઓને મહાત કરે અને વળી વધારામાં તેમને મારી ન નાંખવાની દલીલો કરે તે જરા વધારે પડતું લાગે છે. પરંતુ એ તો કૃષ્ણને અકાલપ્રૌઢ ગણીને સમજી લેવાય. વધારે વિચારવાલાયક ત્રણ મુદ્દાઓ ગોપીહૃદયમાંથી સૂઝે છે તેમનો ઉલ્લેખ કરું છું.

૧. "જસોદાને અહીં ધરતીની તેમ સમસ્ત માનવજાતિની મૂર્તિ ગણી છે. આમ કવિ અહીં એકસાથે ત્રણ ઘોડપ્રદર્શનાર સર્કસ ખેલાડી બને છે"—આ પ્રમાણે કવિ ટીપ્પણમાં નોંધે છે. જસોદાને શ્રીકૃષ્ણની જનેતા અને માતૃત્વની પ્રતિનિધિ હાર્ટમાં ગણીછે. અહિં માનવજાતિની અને માતૃત્વની—ધરતીની—અને કૃષ્ણમાતા એમ ત્રણ રૂપમાં રજુ કરવા જતાં આખા ચિત્રની વાસ્તવિકતા—જે શ્રી. બ. ક.

ઠાકોરને આવશ્યક લાગે છે તે–ને બાધ આવે છે એમ મને લાગે છે. મૂળદશ્યમાં જસોદા ગાયબ થઇ ગયેલ કૃષ્ણની શોધમાં બાવરી બનીને એને બધે શોધે છે. એનું માતૃત્વ સકલ માતૃત્ત્વનું પ્રતિબિંબ રજુ કરી શકે. પરંતુ એણે ઉછેરેલ એવા શ્રીકૃષ્ણ ઉપરાંત હજી સુધી જેણે જન્મ નથી લીધો એવા (પ્રગટ કૃષ્ણથી વધારે સંપૂર્ણ) ભાવિ, અપ્રગટ, કૃષ્ણની પ્રસૂતિ પીડા તથા પ્રગટ કૃષ્ણની વિરહવેદના એ બન્નેનો અહિં ખીચડો થાય છે. કવિને ન્યાય આપવા ખાતર માની લઇએ કે એની વિરહ-વેદના એ અપ્રગટ પુરૂષોત્તમ માટે પણ છે તો એનો કાંઇક ઉકેલ આવે ખરો. અલબત્ત, એ પ્રતીકમાં કવિનો આશય એ છે કે પ્રગટ પૂર્ણતા કે દિવ્યતા ગમે તેટલી પુર્ણ હો તથાપિ ભાવિમાં વધારે સંપૂર્ણ પૂર્ણતા દિવ્યતા પ્રગટ થવાની છે. એ મુદ્દો સાચો છે. પણ અહીં પ્રશ્ન એ છે કે વાસ્તવિકતાના ઝોકવાળી આ કૃતિમાં કવિતા તરીકે તે સફળ કે સચોટ રીતે રજુ થયો છે કે નહી.

(૨) માધવની શર્મિલા પરની પ્રીતિ લગભગ આધુનિક નથી લાગતી? કારણ કે વિચારવાનું આ છે; મંગલ ૮ સુધી શર્મિલાએ કે એના પતિએ–કૃષ્ણદર્શન કર્યાં નથી, બન્નેએ શ્રીકૃષ્ણનું નામ અને એનાં કામો વિષે સાભળ્યું છે. મૂળમાં બન્નેનો પરસ્પર પ્રેમ બન્નેની કૃષ્ણભકિતમાં પરિણમે છે, જ્યારે ગોપીહૃદયમાં પતિ પત્નીને કૃષ્ણભકિત કરવાની સ્વતં-ત્રતા આપે છે, એની સમાધિની કદર કરે છે સુધ્ધાં, અને પોતા-

નામાં ભક્તિ નથી એવો લગભગ એકરાર કરે છે—આવું આધુનિક માનસ પ્રાચીન ગોકુળ સમાજ સાથે બંધબેસતું ખરૂં ?

(૩) મંગળ ૧૨ મામાં માધવ મારાઓના પંજામાં સપડાય છે. તેના વર્ણનમાં છુપાયલા મારાઓ હવૈયોના પ્રકાશ વડે જમીનપર દેખાઈ આવે છે એવું વિધાન આપણા હવાઈ બોંબના જમાનાનું ગોકુળમાં નાખેલું પ્રતિબિંબ છે એમ લાગે છે. મને લાગે છે કે એ આખા પ્રસંગમાં કવિતામાં જરૂરી હોય તે કરતાં વધુ વિગતો રજુ થઈ છે.

આ પ્રવેશક માથા કરતાં મોટી પાઘડી જેવો થઈ ગયો છે; એટલે ગોપીહૃદયમાં મને જે ભાગો કાવ્ય તરીકે સુંદર લાગ્યા છે તેમને પૂરતો ન્યાય આપવા જેટલો અવકાશ નથી તે માટે હું દિલગીર છું. વાંચનારનું મન એ ભાગો પ્રત્યે દોરાય એટલા માટે શુષ્ક અપૂર્ણ નોંધ માત્ર આપી સંતોષ માનું છું.

| મંગળ | પાનું | લીટી |
|---|---|---|
| ૧ | ૯ | ૧૨૧–૧૩૨ શર્મિલા ને પતિનો સંવાદ. |
| ૩ | ૧૭ | ૩૦–૪૪ વૃંદાવનવર્ણન. |
| ૫ | ૩૦ | ૫૦–૫૮ ગોપી ઘેર કેવી રીતે પહોંચી તે ચમત્કારનું વર્ણન. |
| ૬ | ૩૬ | ૪૦–૬૦ રાધા-દર્શન. |
| ૭ | ૪૮ | ૧૨૧–૧૨૯ પ્રકૃતિ વર્ણન. |
| ૯ | ૬૪ | ૮૯–૧૦૦ ચંદ્ર–રાત્રિવર્ણન. |
| ૧૦ | ૬૮ | ૫૨–૬૦ સમાધિવર્ણન. |

અને ધ્યાનપૂર્વક વાંચનાર "પ્રભો ! અમથિએ સુજાણ અમ અંતરોના તમે" એવી સુંદર મોતી જેવી લીટીઓ આપોઆપ વીણી લઈ શકશે.

ગોપીહૃદયના મંગળ ૧૧ માં રાસ રમતી ગોપીઓના વૃંદમાં એક ગોપી સૌને ભિન્ન ભિન્નરૂપે દેખાતી હતી, તેનું વર્ણન છે, જેને આખરે રાધાની પારદર્શક દૃષ્ટિ કૃષ્ણરૂપે પકડી પાડે છે. મને પણ પાકો સંશય છે કે કુ. રેહાના પાસેથી "હાટ"નો બુરખો ઓઢીને એ તુફાની ટિખળી કિસન પડદા પાછળથી અંતરમાં પ્રવેશીને સાત સાત વર્ષ એમના મન અને કલમ ઉપર સવાર થઈને આ બુઢ્ઢા "અભક્ત"–અજ્ઞેયવાદીને અને એમના વાદને પણ અહીં આબાદ બનાવી ગયો છે!!

"બધાંય રૂપ કૃષ્ણનાં,... વિડંબ સહુ કૃષ્ણના!"

—:(*):—

ગો શ

પી ર્મિ

હૃ લા

દ ગ્યા

ય ન

# ગોપીહૃદય

## મંગલાચરણ

(સ્રગ્ધરા)

કાલિંદીને તટ વન વિશાળાં પુરા વિસ્તરેલાં
આજે છે તે થકિ શતગણું, તે યુગે કોઈ કાળે
બાળા એકે ઉરવિકસનો જે ફુટ્યાં મ્હેકિ ઊઠ્યાં,
આજે તે સૌ સ્વયમનુભવી ઉલ્લસે અન્ય બાળાઃ
શ્રદ્ધાવેલે અજબ સુમનોના ચમત્કાર આ'વા
લોપી દિક્કાલ માઝા, કદિ કદિં ઉઘડે, ભક્ત હૈયાં ઉજાળે! ૬

# ગોપીહૃદય

## મંગળ ૧

અહો ઉટજઝુંડ કુંજદ્રુમ શાંત આ ગોકુળ!
હતી રમતિ ચાર રોજ પર મ્હેલ મ્હારે રુડે,
અજાણ્યું નિચું છાપરૂં મુજ નિવાસ છે અદ્ય આ.
હતી પ્રિય દુલારિ ભૂપતિસખાતણી લાડકી,
અદૃષ્ટઝપટે અકલ્પ્ય મુજ ગોપ આ પતિ બને.
પિતાજિ જનની કિહાં? ફકત જીવ લૈ ભાગિયાં,
ક્યમે ઉગરશે કરાલ નૃપકોપઝાળો થકી!
લપાઇ ઠરશે કિહાં? કવણ વેશબુખાં ધરી?
સુભાળ-કિરણે મને ક્યંહિંથિ લાધશે એમના?
કંઈક પતિદેવને ખબર છે, ન તો યે વદે
ત્રિયા જિભલડી ઉંઘે લવિ ઉઠે, શકે એહવા.
કહે ફક્ત, 'થા નચિંત, છુપવ્યાં છ, ભો વ્હૈજશે,"
સરોદ મુજ એ ઉરે શિતળ બુંદ શ્રદ્ધાતણાં.
અને હું હરિ આમ અત્ર, અણચિંતવ્યા નૌતમ
વિનમ્ર ધનહીન મ્હેનતુ સુલક્ષણા લોકમાં,
ભળી સરલશાંત જીવનમહીં જ આ, ચેનમાં

ભવોદધિ તરી શકીશ, મુજ એહવા ભાગ્યને
પિતાદિ જનની સ્મરી સ્મરિ મ્હને સુખી માનતાં
સ્વકીય વિષમે ય એટલું લહી રહેશે સુખ:
અને સહજ એમ આ ય ઉર કૈક શાતા વળે.

પટોળ નવરંગભાત સજતી હતી રેશમી
મુલાયમ ભર્યાં—ચળક વળગતાં ઉડી આંખને:
સખીગણ હતો સદૈ દિવસરાત, જે માહરા
વળે વળ સમાલિ હૂં રિઝું તથા સ્વયં રીઝતો.
હતૂં વળિ બિજૂં ઘણૂં,—પદવિ તે સમૃદ્ધી જ તે
હતી શું ગઇ કાલ, કે યુગ જુદે, પુરા કલ્પ કે!
ગયાં, ફિટિ ગયાં, સવાલ શિદ ક્યાં ગયાં? ક્યાહરે?
—લપેટ્યું તન અદ્ય લાલ જડ ચોળિયું આ, અને
નતેય ન રુચે, રુચે અધિક ગોપને માહરા.
સ્વકીય હતિ વાડિ ત્યાં અખુટ રમ્ય વૃંદાવન,
અને ઉટજમાં અંહીં જિવન ગાંવડીએ અહીં
શ્વસૂર કુલમાં અંહીં સખત કામકાજોતણી
અખૂટ ઘટમાલિકા, કસત અંગને જાતને.
દુલારિ હતિ શર્મિલા, પ્રભુસખા મહાજન તણી,
પ્રભૂ ન ઘડિ એક જેથિ અળગા પડતા હતા;
પ્રભુ ન કદિ જે વિના લઘુમહાન આજ્ઞા કરે,
અનેક વરસોનિ એમ બનિ ગાઢ મૈત્રી હતી.

અનેક વરસોનિ એ પલકમાં તુટી મિત્રતા,
હતૂં જંહિં મમત્વ ત્યાં જ ઉભર્યો નર્યો ખાર, ને
પિતા લઇ જ જીવ જીવસમ માત ન્હાસી છુટયા,
કુધા તિમિર નેશમાં,—અવનિને ય શૂં કૃતિયા !
—અહીં ય નવ નામ એમનું હજી વદાતૂં મુખે
અહીં હું ય નવે કુલે નવલ હીનવેશે છુપી
સમાલિ રહું ધેનુવૃંદ, કરું ધેનુકાર્યો, સહે
કુટુંબિજન જે વડીલલઘુ નાથ મુજ ગોપનાં.
હતૂં સમણું તે શું, કે સમણું આ નવૂં લાવતું !
ન આ સમણું ચોળિયૂં, વળિ ન સેવ આ આકરી,
ન નાથ મુજ કાડિલો સ્વપનમૂર્તિ આ મીઠડો.
ન આય જમનાજિસોત્યું સમણું વળી ગોકુળ.
કહ્યૂં'તું ગુરુએ, "ન સત્ય ગણવૂં થયૂં ભૂત તે,
ન ભૂતરત ભૂતઘેલું નરવૂં કદી કાળજું :
વળી નવ ગણાય સત્ય હજિ ભાવિ, ક્ષિતિજે ન જે;
સદા વળગવૂં જ અદ્યતન પ્રાપ્ત કર્તવ્યને."
ખરે નમણું ગોકુળ. વળિ ઉગારિ મુજને વર્યા,
અહો પ્રણય એમનો. વત્સલ એમના છે પિતા.
નથી વત્સલ માવડી મુજ ભણી. પરાઈ વળી
ઉંચી અણુમહેનતૂ સધન ગર્વિલી નાતની
બને ગવળણો નહીં, ન બકુલો દિયે આમલી.

અયુક્ત નવ સાસુની જિકર એ. સુતપ્રીતમાં
અનન્ય પણ એહ છે; વળિ નણંદ ને અન્ય સૌ
ગણે અધિક પ્રાણથી ય મયિ રક્ત મુજ નાથને,
ન તો ઉચિત મેં ય દૂષણ નિહાળવાં એમનાં.
અને નિરખવૂં ન જે, નવ અણાય જીભે ય તે.
સ્મરે ગુરુગિરા, "રસાયન વડું વસે મૌનમાં,
અમોઘ તપ ને રહ્યૂં સહનશક્તિએ સાત્ત્વિકી."
અહો, શરણ મૌન ને તપ જ આ સમે માહરૂં.
ઉરે રડું રડૂં થતૂં. દયિત માહરા, તો ય આ
વિયાકુળ મને નિરાશ્રિત હુંને લહૂં બાપડી.
અરે નહિ નહીં. ન રે લજવું ક્ષાત્ર કુલ માહરૂં!
હતે સુત હું, હૂંફ પ્રૌઢ મુજ શી હતે તાતને?
ત્રિયાતનમહીં શું સત્ત્વ ઉતરે નહીં* લોહિનાં?
સવાલ જ વૃથા: પુરી મુજવિષે પ્રતીતી મ્હને.
ખરે હું નથિ ગોપજા. હું દુહિતા સતીઓ તણી;
—સતી જ મરિ જાણતી. અથ સુમૃત્યુમાં સિદ્ધ જે
સુજીવનવિષે ય ધીર કુશલી અણીશુદ્ધ તે.
કહ્યૂં ગુરુ, "તમો મહીં ય વળગેત એકાગ્ર જે
પ્રભાકિરણને, યથા સમયમાંહિ સમયીંતને પાણ્ડવો,
ભવે અડગ શૂર તેહ: સપરાણ દુર્જેય તે."
પરાણ મુજમાં પુરો અજિત ક્ષાત્ર શૂરાતન,

બનૂં ગવળણી ખરી, સુખદ એ જ મુજ ગોપને,
બનૂં ગવળણી ખરો ધરમ તો હું અર્ધાંગનો.
વિશુધ્ધ ગવળીપણૂં ઉતરતૂં ન ક્ષાત્રત્વથી.
વળી ગુરુ ફરી ફરી કથત થાકતા ના કદા,
"હરે છ કર એકથી પ્રભુ કશૂં કદી, સદય તે
અચૂક વિતરે કરે અવર તેથિ અધિકૂં જ તો."
હશે ન વર ભેટ કોઇ મુજ માટ સોહામણે
સુગંધિ દ્દગહારિ કુંજ-નદ-શીતળે ગોકુળે
સુરક્ષિત સુગુપ્ત, જે મુઝ મળે ઘડી પાકતાં?
અશક્ય નવ કાંઈ દૈવગતિ ગૈંકિમા આગળે,
ધરૂં ધિરજ આશ-પૂત, બનું ગોપિકા સાસરે.
વશીકરણ મૂક સેવ, ખુશ કામ કામણ વદૂં,
મિલાવિ લઉં સાસુને, દ્વિગુણ ચાહશે નાથ તો.
અહો સુરવ ગોકુળ! ખગ અખંડ ટૌકયા કરે,
'પિયા!' વળિ 'પિયા' અરાં, 'પિ!' 'પિ!' 'પિ!' તો સુણાતાં પરાં.
'પિયા'! 'પિ!' 'પિ!' પિયા!' સદા: ગમ ખ-જાતને એ કશું?
અરે ગમ શિ ભાવ એ હતિ મ્હને ય એ મસ્તિની?
ન્હતી વરસ આટલાં; પણ હવે હવે તો પડી!
અને મદિલ એટલી દ્દગ, જુવે છ જે જે કંઈ

બધે જ ત્યંહિં હૈયું, હેતમધુરી વળી લાજથી
નિહાળિ રહતું જ મસ્ત મૃદુ દંપતીભાવને.
યુવામરુત કેલિ શી મચવતા નિકુંજે રહે;
લતા વળગિ ઝૂખડા હિંચકતી શિ અંગાંગમાં;
પતંગ અલિ પુષ્પ પુષ્પ રજ લૂટતાં છાંટતાં;
ઉંચા ચડિ બપૈ સ્તવે રસ રસાતણા અંબરે;
ભરાઇ દલ ગાઢ મસ્તિસુર ઘૂંટતા કોકિલો:
વિહંગયુગલો ય હે ઉડત ચૂમતાં ભેટતાં;
નભે નભશિરે રમંત ઘનયુગ્મ શ્યામોર્જ્વળાં;
જલે જલતટે ય યુગ્મરસની તિણી ગંસરી.
કળીકુસમ સાથ શાં લહર-બાળકો ગેલતાં,
કળીકુસુમ શાં હસે મધમધે યથા વત્સકો
ઉછંગ-જનની વિષે: રસભર્યૂં ખરે ગોકુળ.
વિચાર-રસ-વ્હેન આ હૃદયવૃત્તિ ઝરમસ્ત આ
વધી ઉભરતાં કુદે રુધિરમાં ય શી જાગૃતિ.
હશે શું કુદરત નરી મનુજ કેરિ છાયા, 'થવા
હશે મનુજ બાપડૂં બિલવણું જ એ સત્ત્વનું ?
વિરોધિ ઉભયે ખરાં?– કવણ છોડવે કોયડો?
–અરે અહકડાઘલી, ભરઇ વસ્ત્ર આ ફાટિયું;
નિહાળિ પિયુને મુખે લગિર આવશે મ્લાનતા.
મુખે–પિયુ ન છાય લેશ રુચતી–પિયા! બાવલા!

થયા પિયુ કિદ્દહાડના? – અજબ હૈયું બાળાતણું!
    નિકુંજઝરણું વહે ખળખળી, પ્હરોડે તંહીં
વળી નિચિ ઉકલતી'તિ મુજ કેશ, ત્યાં આવિયા,
અને મરમરી રહ્યા; "શું લતિકા કહૂં કે કળી,
તું છો કદળિ કે પરી? ન ઉપમા જુડી કોઇ યે,
પુરી પણ ખરી કિંહાં તું કુમળીનિ સરખામણી!
અહો અજબ સાર તૂં સભર વિશ્વમાધુર્યનો!"
મ્હને થયું હું ત્યાં જ ભોમભિતરે ગડાઉં ગળૂં,
શિરે ગયું લળી ઢળી, ઉચલિ કેશ ત્યાં વળિ કહે;
"લલાટ તુજ ચાંદલો ઉદયરક્ત બાલાર્ક શો,
ઉષાસુરખ ઝંખવે શરમલાલિ આ ગાલની.
અયે, ઉંચું નિહાળ! હા ચિબુક હોઠ આ લસ્લસે,
પ્રિયે, મદનમોહને, સુખ-અમી તું, દુઃખાબ્ધિ તું!"
કદાપિ શ્રવણે ન શબ્દ સુણિયા હતા આહવા,
કદી ન મધુમત્ત આ'વિ ઝડિ વર્ષિ 'તી હૂંપરે.
ન જીભ ઉકલી, પ્રજી હરખઘેલડી બનિ રહી,
તડિત્ત્વરિત પાંપણેથિ નિરખી, વિધિ સ્તવિ રહી.
હતા પતિ જવાનજોધ મહિં યે પ્રભસ્વી સુર,
હતી હું લલનામંહીં ય મૃદુગાત્ર હરિણી નરી.
બન્યાં રજનિ ચારપાંચમંહિં અંગસંબંધથી
અકેલ મટિ જોડલી અખુટજોમ મૃત્યુંજયી.

પ્રસન્ન મલકંત મોં ધરું જિહાં ઉંચે સંમુખ,
“અહો! કરતિ આમ ઘાયલ શું!’ બોલતા ચુમિ લિયે.
અવાજ ટહુકંત ત્યાં, ‘ભુલવતી અમા, આવજે,!’
થયાં અલગ દેહથી, ન ઉરથી પછી તો કદી.
સમારિ ઝટ કેશ જોઉં જલપાટમાં મોં જરા,
કહે પતિ, “અરે નિહાળ અન્તરંગ આ લોચને!”
વિલંબ ન ચહંત ચુંબન ઉધારિ દોડી ગઈ.
    થયો પ્રહર મધ્ય: ભૂખ સહુને સતાવી રહે.
કહે જનનિ, “શર્મિલે, પળ તું ઝટ દે ભાત જે.”
થજ્જે ભલું, મ્હને સદા પળવજે કને નાથની.
ન પાત્ર અજવાળિયાં દિસત સ્વચ્છ પુરતાં મ્હને,
ઘસી સ્વકરથી ફરી, ભરિ, ઉમંગિ વેગે પળું.
અને દિવસ આથમ્યે ન સિંચવી ભુલૂં તુળસિ આ,
હમેશ તુળસી ધરે પતિ અને પિતા દેવને.
ખરે સુખદ ગોકુળ. નવ રહે લગીરે મણા,
અહીં જ યદિ હોય સાથ જનની પિતા મ્હારી.

## મંગળ ૨

પ્રભાત સમયે જલો સ્ફટિક સ્વચ્છ યમુનાજિનાં,
પ્રભાત સમયે નભે લસલસે સ્ફટિકપાટ શું,
ઉડે ટસર રંગરંગિ કુમળી તિહાં અદ્દભુત.
ધરા પણુ તદા ઘડી ગહન મૌનમાં ધ્યાનમાં.
અલૌકિક શું પ્રાર્થનામય બની રહે સૌ સહે!
પછી લહર એક એક અનુબદ્ધ યમુના જલે
સુરોપવનથી સરે મધુર છંદમાં નાચતી,
લતાતરુથિ ખોલિ પંખ પચરંગિ, સુરિલા કંઠ ને,
રવીઉદય ત્યાં વધાવિ રિઝતાં કુલો ખગતણાં:
ઉમે સકલ સૃષ્ટિ પાય કૈં તાજગીબિંદુડાં.
પ્રભાત મહિં એહવા યુવતિયો ઘણી વેળ ત્યાં
મળી જઇયં ઘાટ, સ્નાન કરવા, ધુવા, સાજવા.
તિહાં ગમત ગોઠડી ટિખળ ગાન ખેલાદિ યે
ઘડી બઘડિ જામતાં, શમિ શમી ફરી ઉછળતાં
યથા ઘર નિમિત્ત કો ઝટ જતી, વળી અન્ય કો
વિલંબ ઘરમાં થતાં દ્રુતપદા ધસી આવતી.
સ્વછંદ વણુદાબ ત્યાં યુવતિયો સરિદ્બાલિકા,
તરંત કદિ એલડી ત્રિતય કે રચી વર્તુલ

વહંત જલન્હેન શું, અવર પૂરિને મધ્યમાં.
રમંત ડુબકી તિહાં કદિક કોઇ નીચે થકી
ખમે ઉચલિ અન્યને ધબ પછાડતી વારિમાં.
પરસ્પર બળે અમે મુઝવિયે ઉછાળી જળો,
અને શ્વસન થાય રુદ્ધ વદતી જ તે ‘હરિ!’ હરિ!’
સરે ખરિ રહે અદ્દૂધડ દગોથિ કો આંસુડાં,
ઝુવે વિપળ ભાન કો, ‘હરિ!’ સરે નિસાસે ત્યંહીં.
લવે ફરિફરી જ કો, “હરિ, ન કેમ દે દર્શન?”
‘નથી લગિર ગોઠતૂં તું વિણ કૃષ્ણ ગોવિંદ હે!’
રટે અવર, ‘વેણુવાદન તું શીદ થંભાવતો?
શિવાય તુજ વેણુગીત ચવ શો અરે જીવને!’
રુવે અરવ અન્ય, ના કશું વદે, ન રોતી રહે.
તિંહાં ઉચરિ એક તો, “સહુ ભલે કન્હૈયો સ્તવો,
જુદાં વિતક માહરાં; લગનિ માણતાં જેહ શું
હું તો નિરખું તે જ કૃષ્ણ જીવન ભરે નર્યાં ક્ષારથી.”
પડી ઉલટિ સૌ: ‘અરે નગુણ!’ ‘રે વિમુખ!’ ‘મૂઢ હે!’
અહા જુજવિ વાણિ ઝાપટ શિરે પડી એહના.
થઇ બકબંકાર બંધ જરિ એટલે ધીર એ
ભરેલ શિર બેડ ગાગર ઘડો રુડાં ગોઠવી,
ઠસાવિ કર એક ત્યાં, અવર ઉચ્ચ લંબાવિને
ગભીર વદતી, “સુણો નવ સુણો, કથૂં સત્ય હું.

હતા પ્રણયિ નાથ, સાસુનણુદી ય વ્હાલાં હતાં,
હતૂં દિયરલગ્ન બ્હેન સહ ગોઠવાઈ ગયું.
કુટુંબસુખ એ જ શ્રેષ્ઠ સુખ છે ત્રિયાજાતિનું
કુટુંબસુખ સાચું સ્વર્ગ અબળા અજાણી ત્રિયાજાતિનું.
હતૂં પરમ માહરેઃ ગયું ફિટયૂં જ આ કૃષ્ણથી.
દિવાળું ! ઉગરે ન લેશ, નવ સાસરૂં મ્હૈયરે
ખુવે પતિનિ સોડ જોડ પરણેલ દુર્ભાગિણી.
નિહાળિ પતિ જે પળે લગનિ માહરી કૃષ્ણથી
કર્યો પ્રશન આકળો, "વદ, શું કૃષ્ણ તુજ નાવલો?"
તજી મુજ રસોઇ તે ક્ષણથિ નાવલે, સાસુએ
તજ્યૂં મુખ, નણંદ ને ઝડરબોળિયાં ઝાળ શાં
મ્હને ન કદિ છોડતી વચનબાણ ભોક્યા વિના;
અરે ખબર લેતિ નિત્ય મુજ પૂર્વજોની ય તે.
વળી ઉપડિ મ્હૈયરે ઝવડિ આવિ મુજ માત શું.
મળ્યૂં લગનિ-કૃષ્ણનૂં ફળ જુવો મ્હને આ, અને
હું તો દઉં છ શાપ સ્વર્ગ મુજ પલટનારને નરકમાં:
હું તો દઉં છ શાપ–કૃષ્ણ જમનાજિમાં ડૂબજો!
સુણાય શિર દુશ્મનો ખટપટીઃ—ભલે ફાવજો !
વિશુદ્ધ ગૃહિણી વરાક શિર આળ નાખે જુઠાં
નર્યાં અધમ, તેમને કુટિલ કાળિયો ડંખજો!"
વદી, ઠલાવિ ચિત્તલાલ્ય નિજ એમ, ગોપી તિહાં

ઉભી નવ નિતમ્બિની; ઝુલાવતી નિતંબદ્વય
ગઈ નિસરિ તાલબદ્ધ ઠણકાવતી નેવુરો,
—સુદૂર 'લગિ પીઠ એ અચલ ઊર્ધ્વ જ્વાલા
શિ ક્રોધાગ્નિના!
સખી સકલ સ્તબ્ધ આ ન કલ્પ્યે ઉછાળે બની
રહી નિરવ; એક ત્યાં હસત ઉચ્ચ બોલી ઉઠે,
'અહો મતિ મહાન શ્રી કિસનના અદેખા
બળદિયાતણી!'
અને નવ વદી રહી ત્યંહિં બધીય એના ભળી
વિમુક્ત મુખ ઉચ્છલીત ઉભરંત તે હાસ્યમાં.
પરંતુ નવ તે પછી તરવું ખેલ ગોષ્ઠી તથા
કશું ય ત્યહિં તે દિ જામ્યું, વિખરાઇ ગૈ મંડળી.
મુઝાઇ ગઇ હું થતાં શ્રવણ નામ આ કૃષ્ણનું
વિચિત્ર સહ આ બધાં નિરખિસાંભળી કૌકડાં.
સખી રિઝત કૃષ્ણથી વિવશ આટલી કાં બને?
સખી વિમુખ કૃષ્ણથી જળિ ઉઠંત કાં આવડી?
પરસ્પર વિરોધ ઉગ્ર દ્વય પાસ શાને થતા?
કુટુંબમહિં ક્લેશબીજ શિદ તાન શ્રી કૃષ્ણનું?
હતો ફકત દિવ્ય બંસિધર એ શરીરી ય કે?
યુવા યુવતિ માત્ર કે મનુજ સર્વ આકર્ષતો?
મુઝાઇ રહિ એ બધી વિષમતા વિષે સામટી,

અથેતિ ન ઉકેલવા પણ જડી જ ચાવી, તદા
મને પકડિ શીઘ્ર તાર સકલે ગુંથાયો હિંડો,
સતર્ક વળગ્યૂં ચડ્યું પ્રશનતાંતણે એ નવા.
અહો નવલ ને જુનો, પ્રકટ ગુપ્ત, વળિ વિમલ દુષ્ટ,
અથ સુખદ ક્લેશકરવિહિત વા નવાટૂષણ આ છેકિસ્યો!
ધરે વિવિધ નામ, ચિત્ત સરિ રૂપરૂપાંતરે,
સલીલ મન જે મથે અગણ આમ અગણિત વિધે?

૨૪૨

## મંગળ ૩

જતા દિવસ અત્ર તેમ સ્મૃતિ ઝાંખવાની જુની.
સમૃદ્ધિ અધિકારયુક્ત સુખવૈભવોવાળું એ
ભર્યું ભભકથી, વળી થકિ વિલાસ નિત જૂજવા,
ન સાદું, સરલે ન જીવન અરે બધું જગત એ
ભુલાતું સમણું બને. નવલ તાજિ એ ઉપરિ
પડે, ઘટ બને, છપાય જ અનેક નરિ સ્પષ્ટ આ
મનોહર, મહેનતૂ, કુદરતી, જરૂરી, ખચ્ચા
નહીંવનધણે સુપુષ્ટ જીવનનિ સૌમ્ય બુદ્દાવલિ.
ડરી ગતિ પ્રથમે અહીં અસુખન્દા થશે ઝિંદગી.
ડરી'તિ પ્રથમે અહીં ન મુજ સાથસંગાથ કો,

ડરી 'તિ પ્રથમે અકારું અહિં તો બધું ગાંવડી.
ગયો છ ગળિ વ્હેમ એ. સમય સ્વલ્પ જો કે વહ્યો.
પ્હરોડ-અભિષેક ઘાટ પર; ગોરસાં તામડી
અને અવર પાત્ર દૂધદધિ છાશ નવનીતનાં
કુટુંબિ ઘણુ કાજ નિત્ય ખપનાં, વળી અન્ય જે
સદૈવ ઉપયોગિ ઘૈંટિ ચરખા સરંજામ સૌ,
સદાસુઘડ કામભારક્ષમ ખંતથી રાખવાં:—
વિલંબિ મૃદુ ભાંભરો વછસનેણુ ગાયોતણાં,
સુગંધ દુધશેડના શ્વસનના હરિત ચર્વતી ગૌતણાં:—
ફુલો જ તરુવેલભાજિજલ સર્વ ઠામે ફુલાં:—
સુમેળ અમ નેવુરો ધ્વણનિ ઘુઘરીઓતણા;
નભોથિ જલથી વચે સમિપ દૂર ખગ ટૌકતાં;
ન કોઈ ઢુંઢુ જે મળે નવ વિરાટલય મેળમાં:—
ઝિણી લહરકેલિયો પ્રખર તીંડવો, ને વચે
હરેક પ્રહરે થજો થળ વિશિષ્ટ જવ સૂરમાં
અનેક લયભાવવાહિ વનચારિ શાશ્વ ગતિ:—
કુવા સરસિ વાવ ને અહિંઠ ત્યાં ય મુખરા નદી :—
—વખાણું કયું શું ભુલું ઉટજિ વન્ય આ જીવને
યમીવલયિતે વૃંદાવનકુએલ આ ગોકુળે !
ન થોડ અહિં મંડપો ગુપત યોગિકેરી ગુહા
સમા. પણ બનેલ આપ, મધુરી શિળી જે સ્રવી

ઉરે નિજ મુદા, સિંચંત રસ રૂપ શ્રોત્રે દગે,
ઉમંગિ નિજ શાંતિએ રુધિરને ય દે સ્વસ્થતા.
અને ગગન આંહિનાં, રજત તારલી રાત્રિયો :
–ગભીર અતલે અનંત ભણિ જોતરી જીવને
ગયેલિ અગમાત્મ કેરિ કશિ ઝાંય પ્રોક્ષી જવી
ધરા-રત મનુષ્યને જગવિ ભવ્યયાત્રી કરે.
અહીં તુળસિ યે દિસે નિજ પવિત્ર અધિકારવિદ્દ;
અહીં સકલ સૃષ્ટિ છે અ-ઘર કે સુરાલય સમી,
જિહાં કચરું વાળવું, સલિલ છાંટવૂં, લીંપવૂં,
રસોઇ, દળણાં, વહુલાણું મજુરી અહોરાત્રની
કનિષ્ઠ પણ વેઠ માત્ર બનતી પવિત્રાહુતિ
અનંત–જિવયોનિ–કર્મમય વિશ્વ ર તિ ય જ્ઞ માં.
વધે છ સુકુમાર ભાવ મુજ માટ સ્વામીતણા
પરસ્પર ગુંથાય બેયતણિ ઊર્મિઓ દિનદિને.
કુટુંબિ સહુ છે કનિષ્ઠ નણદી શિવાયે ભલાં,
અને ન નણદીનિ તો મુજ સહે ગણૂં રીતને.
નિહાળિ ગઇ નાથને અલક સાથ જરિ ખેલતા,
ભરાવિ કર વળ દઇ સબળ એહ તાણી રહી.
નવો નિરખિ સાળુ દોડિ ખણિ; ચૂંટિ એણે મ્હને.
મળૂં જરિ ય એકલાં, દિવસના ઘરે, કાનને,
નદીતટપરે, કૃષિસ્થલસમીપ, ગોચારમાં.

છુટાં પડિ ઘડીય કે જગત ભૂલિયેં બેલડી,
બની રહિજ યા બધું જગત સેવિયેં ઊડિયેં,–
પુઠે ભમત છાય શી, તુરત કૈંક ટોકો કરે,
છળી અલગ પાડિ એમ હસતી પળે દોડતી.
દિયે ફુગવિ છાશ દૂધ મુજ કૈંક વેળા, નૂરી
ન બાટિ રુચતી મ્હને, મુજ 'ગુમાન' તે ડહામવા.
હશેઃ જિવનક્રાંતિની નવલ સંસ્થિતીમાં મળે
બધી ન અનુકૂલતા. વળિ વિરોધ ને ઘર્ષણે
સતામણ થતી, ન તે ય ઉપકાર શું, આગલી
હણી ઝટ નવી દશોચિત જમાવતી આદતો?
અને સ્મરું ગુરૂપદેશ. "નવ સારુંમાઠું કશું
ગણો નિજ ગુણે, જગે સકલ ભેદ આરોપિત.
મને રટિ રહ્યો બુરૂં ન નિવડે ભલૂં આપણું,
ફળે સકલ લોકમાં સકલ જેહવી ભાવના."
ઉડાવત હતી તદા હસત ગૂઢ આ સૂત્રને,
હવે સમઝું છૂં; ન જો ચહું નણુંદ ખારીલિ, તો
ન મેં ય મન ધોળવાં ઉચિત દુષ્કૃતો તેણિનાં.
દિસે સવિખ ડંખથી ઉગત ડંખ સામે દિસે,
દિસે સભર ક્ષાંતિહેત પરખી ગળીતાં દિલ,
રતીઝરત નેત્રને નમિ પડે છ રે સાવજો.
હણાય નવ દ્વેષ દ્વેષભર કુપ્રતીકારથી,

ભુલૂં અપકૃતી, ભુલૂં જ વળિ એહ અપકારિણી...
પરોવું મન કૃષ્ણમાં. કવણ એ? કરતો શું એ,
રહે છ ક્યાંહિં? સર્વ ગુપ્ત વળિ ગુહ્ય જેવૂં નથું.
અજાણ નથિ ગોપિયો; કરત વાત એની સદા,
ઘણી વખત થાય પૂછું, હજિ તોય પૂછ્યૂં નથી.
સવાલ જિભટેરવે નવ તથાપિ પૂછાય એ.
ઉરે મધુર નામ એ રણઝણી રહે, તેહમાં
અજોડ રસ આવતો, અદર સર્વ ભૂલાવતો,
અને ભિતર થૈ જતૂં કશુંક, શૂં ન વર્તાય તે.
અહો કિસન! નામ એ સકલ નામમાં જૂજવું,
સરે રુધિર, જેમ વારિ-યમુના વિષે ચાંદની!
ભરે અવયવો, યથા તરુલતા નિકુંજોતણાં
ઘટા ગલિ લઘૂ વિશાળ અવકાશને ચાંદની!
સ્ફુરે મગજ (તંતુને થર મહીં), યથા સ્તબક ને
લકીર ગુંછળાં પડો વનતણાં વિષે ચાંદની!
અરે કયમ કહૂં કરે કિસનનામ શૂં શૂં મ્હને?
અહો કિસન! નામ શી પરિમલ મિઠાશે ભર્યું!
અહો કિસન! નામ રંગ દ્રુમ ગાન રશ્મિ પ્લુત!
હશે શું જન એ તણી ગુણચમત્કૃતિ ય એહવી?
અરે ઉર, જરા ધિરૂં: ઉચિત વેળની વાટ જો!
કલેન્દુ નવ તત્ક્ષણે વધત પૂર્ણિમાનો બને;

હૃદંગમ વિશેષ ના શું ક્ષિતિજે દિસી ના દિસી
અદીઠ થતિ તુર્ત રેખ સુકુમાર એ રાજતી?
અહો કિસન! કૃષ્ણ હે! તિમિર સાંધ્યમાં ચંદ્રિકા
સરંત જ ડુબંત એમ શું તું સેલતો
નર્તતો ગેલનો મ્લાન મુજ આ ચિદાકાશમાં!
કહે હરિ, 'થ મોહન, છયલ નંદનો, કહાનુડો,
કહે વિવિધ નામ ગોપિજન એ કન્હૈયાતણાં:
દરેક નવું નામ ધૂન જગવે શિ કો રાગની!
રટૂં વિવિધ જેમ ગોપિજનવાણિએ સાંભળૂં;
દરેક જતને પરોવું સ્મૃતિદામ મુક્તામણિ!
અને રટનમાં ડુબી ભિતર શા રસે મ્હાલતી
બનૂં ભુલકણી જ કૃષ્ણ-કિસન-પ્રવાહે વહી,
ખસી થતિ પરી સમગ્ર લપ દૃશ્યપ્રસ્તારની.
        નથી ઉચિત તો ય વળઅપવળની શૂન્યતા,
—ચુંટંત તુળસી હતી પતિપિતાનિ પૂજાતણી
પ્રભાત ફુલછાબકાજ વળિ પાંદડાં મંજરી;
તિહાં રટત કૃષ્ણ નામ સહજે ભુલી ભાન હું,
ભુલી તુળસિ ભૂલિ છાબ ચુંટવૂં ય ભૂલી ગઈ
ભુલી પતિપિતાજિ જોય મુજ વાટ તો પાટલે.
થયૂં શું કળવા દિયે ડગ અમા જરી ચોકમાં,
જગાડિ પગલે, ચુંટી ઝટ સમર્પિ મેં છાબડી.

ક્ષણેક વધુ વીતતાં જ કચવાત સ્વામી, તદા
વિમાસણુ મ્હને શિ થાત, મુજ જીવના જીવ એ
દિનેશ મુજ સૃષ્ટિના, પરમ ઇષ્ટ આરાધ્ય એ.
કરૂં રટણુ કૃષ્ણનૂં, તદપિ નૈવ સેવા ચુકું
સનેહધન નાથની અચલછાય હૂં ગોપિકા

૩૬૨

## મંગળ ૪

ભમંત સખિ મંડળે વનવને 'હા કો તાપસી
વરેણ્ય નિરખી. નજીક થઇ શૂન્યનેત્રે જતી.
હતા અલક જેમતેમ, સરખાં ન વસ્ત્રો, હતું
વિમાર્ગ ગમને, યથા ઢુંઢત કો'ક ન કળી કિંહાં;
અનિદ્ર રડતી હતી સુરત આકુળવ્યાકુળ,
ન હોય કશું ધ્યાન શકિત કશિ, તોય પ્રેમાર્ત્તિ ને
અધીન અંહિંત્યાં કુટાતિ, અધઘેલડી હોય શું !
'અરે ઢુંઢત આથડે, નવ જડે, ઝલાતો ન જે,
અને અધમુઈ બનેલ, રતિએ તવાતી સદા,
અજોડ જનની, સુવેદ્ય, સરલા જસોદા જતી.
સુણી જનનિ એંગનિ આ વ્યથિતમૂર્ત્તિ, વાંસે જણી,
ફરી વિકલ એ અમો નિકટ ચાલિ આવી ત્યંહીં,

નિસાસ મુકતી ઉન્હા અમિત 'કૃષ્ણ,!' 'હું કા'નુડા!
અજંપ જપતી પુછે ફરિ વળેલ સૌ સાથને,
'અહો, મુજ દર્ગાજન! હૃદયસાર મુજ કહાનુડા!
અહો રુધિરસત્ત્વ જીવનહુલાસ મુજ કહાનજી
અનન્ય મુજ જીવનાર્થ સર્વસ્વ મુજ પુત્રક!
તહેમો અલિ ભમો બધે, કયંહિંય ભાળિયો કૃષ્ણને?"
અવાજ મૃદુ અશ્રુબદ્ધ વદિ એમ ડુસ્કે શમ્યો,
અને નતમુખાં શિરોધુનનને નકારો ગણી
નિસાસધડકો ફરી થઇ શરૂ ન થંભી 'તિ જે.
મહાકરુણ મૂર્તિ એનિ અસહાયતા ના સહી
સખીજન અનેક માઈ સહ વાત માંડે જરા.
કહે પ્રથમ, "માઇ, કૃષ્ણ વિણ ક્યાં રુચે કોઇને?"
કહે અવર, "માઇ, કૃષ્ણ વિણ ઠામ સૂનાં બધાં"
તૃતીય, "અહ માઇ, કૃષ્ણ વિણ શું કથૂં શૂંય થૈજાય છે!
ઉંચે જિવ જતા, બળે જિગર છાતિ બેસી જતી."
ચતુર્થ કર જોડી વિનય સાથ લીખૂં વદે:
"દિનો દિન અમે તહમો નિકટ રાવ ખાતાં ઘણી,
તુફાન થકિ કૃષ્ણનાં ચિડિ ચડી અમે આવતાં.
નદીમહિં કરંત સ્નાન લપવંત ત્યાં વસ્ત્રને;
બરાઇ તરુમાં ઉંચે લુંટત બોટતો ગોરસાં,
થડોથિ દુડિ ચોંકવી ધ્રુજવિ બેડું ભીની કરે;

ભરાઇ ક્યંહિ વેણુ વાય ગગને વળી વાવમાં,
સુદૂર નિકટે વળી પુરવ પશ્ચિમે, ગેહમાં, દેહમાં!
ભુલી દિક ચુકી સ્વસાથ અથડાઇયે ગાભરી:
નિકાળિ લઇયે જ ધેનુ (ધણમાં 'થવા એકલી)
સુણંત હરિ જે જડી ગગન લોચનો મોહમાં,
સુશંત, બચિયે જ વેણુરવ મસ્તથી એહ તો.
ઘરે ય સ્વજનો અજાણ વળિ નિન્દતાં વ્હેમમાં,
કદી સુણિ ન ઑસરી, સ્વસમ કલ્પિને કૃષ્ણને.
મુઝાઇ અતિસેં અમે શરણ આવિ દિલ ખોલતી,
ઉચાટ તહમને ય પુંકાર થતો સુણતખેવ એ.
વધી પડતિ વાત ત્યાં ફરિ ફરી થતો લુપ્ત એ,
સુગુપ્તિ નવ તે કદાપિ જન કાંઇ ભેદી શક્યું.
બધે જ તવ શોધતાં જળ થળે ધરા અંબરે
ન ક્યાંય જડતો અને વિરહ ખિન્ન હારી જતાં.
તદા શપથ તત્પરાં બનિ જતાં જ, આજે યથા.
—તુફાનિ ટિખળી અરે શઠ નથી ભલે કૃષ્ણ હો,
હુલાઇ ભરમાઈ દુઃખ મનની, અગર ભાંડિયે એહને,
અદૃશ્ય અતિગુહ્ય કૃષ્ણથકિ સો ગણો એ પ્રિય;
ન કૃષ્ણ યદિ ગોકુળે, જડ વિરૂપ તો ગોકુળ!"
સખીવચન માઇકિર્ણ પાડિયાં ન પડિયાં, પુરાં
ઉરે ઉતરિયાં ન વા, મૃદુલ સૌમ્ય સમભાવથી

મહાકરુણ એ મુખે કંઈક ઓસરી વેદના.
"ધુંટો સખિ, ઘુમૂં હું યે; વિનવણાં જ બળ આપણું.
કહૂં છ તહમને અને મુજ વરયૂં છે જે અંતરે;
ખરે પણ ન જાણું તે સપનું, કે દિવાસપનું, કે
ખયાલ ગયબી, ઉટંગ અથવા શું ચિત્તભ્રમ,
વિચિત્ર સ્ફુરણે શું કે મલિન તુચ્છ આ લોહિનું ?
મ્હને ફરિ ફરી થતૂં, મુજ કરો પગો આંગળાં રે બિજાં
બધાં અવયવો શું આમ જિવલેણ ઝઘડી રહ્યાં
પરસ્પર વિનાશવાંછુ ઝઘડે જ જીવી રહ્યાં,
પડે ઝઘડતાં, ચડે ઝઘડતાં, સુવે ઝઘડતાં,
ઉઠે ઝઘડતાં સહૂ ઝઘડવામહીં શાં રિઝે !
અને જરિ નજીક ખૂબ જ નજીક બ્હેનાં સરો
મુકો કર ખભે, પડો વળગિ સર્વ અંગાંગને,
કહૂં શ્વસન માત્રથી, હૃદય કેરિ કુંળિ ધડકથી,
અરે ફકત પાંપણે ય જનનીસુલભ ગૌરવે:
ભલે ભ્રમિત વેવલી ગહિલિતર હૂંને ગણો,
કહૂં મુજ રગે રગે સળવળંત જે ચેતના:
અહો કિસન એ, નરોત્તમ, વ્રજેંદ્ર, ગોપેશ એ
—ધરૂં છ ઉદરે હજી! પ્રસવવેળ આવે હજી !
રિબાઉં કસણાઉં છૂં થરથરી રહૂં છૂં ઘણી,
નરી કસરતો જ એ, સહનશકિત એ તો ભરે,

મહાપ્રસવવીણ કષ્ટ તણિ પૂર્વછાયા જ એ!
અરે મુજ હશે શું ભાવિ? અહ આમ તે હોય શું!
નસેનસ ભિસંત ત્રાસમય શૂં દિનો ગાળવા!...
અને તદપિ એથિ યે ગજબ તાજુબી લ્યો સુણોઃ
સદાય રડતી નિસાસ જ શ્વસૂં, તથાપી વળી
મહાદૃઢ અખૂટ સેવું છ અમોઘ શ્રદ્ધા ય હું!
ત્હમે સહુ સુખેદુખે જયપરાજયોમાં સદા
કરો છ કરવા ચહો છ મુજ છેલનાં દર્શન;
સુણો છ સુણવા મથો છ, અ-વરધ્વની એહના;
લહો છ સુણિયો દિઠો અંહિં પ્હણે જતો, રે છુપ્યો!
સનાતન ગણો છ શબ્દ સ્ફુટ અર્ધસ્ફુટ વ્યર્થ કે
અને સઉ ત્હમેજ સુજ્ઞ, સૌ અવર અજ્ઞ માનો ત્હમે.
ન ડાહ્યું નિજથીજ કોઇ નિરખે દગો દુન્યવી,
અશકિત લઘુતા ન કોઇ જગતે સ્વકીયા જુવે.
ભલે હું રહિ ઘેલિતર, મુજ એક શ્રદ્ધા વડી
સુતોત્તમ વિજેજ એહ, હજિ જેહ ગર્ભે ધરૂં.
ત્હમે ભટકતાં, ત્હમે અથડતાં, ત્હમે ઠીંચતાં,
ઉમંગભર મેલતાં, ઘડિ નિરાશ થૈ વળિ ઘસો;
હું યે ભિતર કંપ ભીંસ વળિ આધિએ ન્હાવરી
ભમૂં અ-પથ, ત્યાં કદીક નભજાન્હવીનાં જલો
કદીક નભપારનાં શિતળ વિદ્યુતો પ્રાશતી,

કદીક અતિગૂઢ અદ્દભુત મળે મુજને પ્રેરણા
પરંતુ દિનરાત તો અસહ્ય આર્તિએ લાશ શા
રહું છ વળગી સદાય મુજ એક શ્રદ્ધા વડી,
તપૂંછ તપ એજ એક મુજ ગર્ભ માટે સદા.
અને સકલ વિશ્વમાં જ્યંહિં જ્યંહીં ફરે છે દૃગ,
દિસે ત્યંહિં ત્યંહીં તપો તપતિ માવડીઓ બધે,
નિચોવત અશેષ આત્મ નિજ ગર્ભને પોષવા.
પ્રસૂતિ નિજ ગર્ભની વગર લેશ એને કજા
હશે જનનિ કોઈ મોઈ બહુ લોક અન્યે 'થવા
પ્રસૂતિ નિજ પ્રાણુ હોમિ સકલે નહીં વાંછતી!
ભલે હું રવિ ઘેલિતૂર, છતું માત્ર હૂં તાપસી,
તપોવન વનોત્તમે પરમ લાધતી સિદ્ધિઓઃ
હશે અધિર બાપડાં તપતપી શકે રે કિસ્યાં?...
સદા ધિરજ ધિરજ તો પરમ મિત્ર છે માહરો,
સદા ધિરજ જહુનિયો, કિસન દર્શ જે વાંછતાં,
સદા ધિરજમાં લહ્યાં કિસનનાં ય શ્રેયો સહુઃ
સદા ધિરજ હું રટું : કહું શું અન્ય ઘેલી હું તો
અને અબળ; જ્ઞાનિએ કહિ છ બુદ્ધિ અબળા તણી.''
જગજ્જનનિ મૃત્તિકામૃદુલ, વજ્જિલાં સ્ફટિક શાં
જલશ્રુતિભર્યાં ય, દીર્ઘ અળુવા નિસાસા વડે
લતા જરિ જરી હલે અતિસુમંદ ઓલે તથા,

જલો સ્થિર જરી જરીય ઉપસે શ્વસંતાં તથા
વધાં સુરભિ પાતળી વિતરતાં સખી વર્તુલે.
વધાં જસુમતી તથા, ભિતર આખું નીચોવિયું.
સરંત કંઇ આંસુ યે, સખિજનો લ્હુવે વા ચુમે,
વ્યથાર્ણુક તથાપિ ધૈર્યનિધિ હોય જાણે સ્વયં,
સખી નિરખિ લેઇ સર્વ, લઇ દુઃખડાં કોઇને
છુટાં પડિ ફરી અને અ-પથ ચાલિયાં એકલાં.
સખીજન રહે નિહાળિ પથ એ દિસે ત્યાંલગી.
અહો વછલ કરુણ દીન મધુરાં જસોદા! ત્હમે
નથી ફકત કૃષ્ણમાત, જનનીત્વની મૂર્તિ છો,
ધરો જગતજીવયોનિજનનીનિ પ્રેમાલુતા.
અરે કવણ કૃષ્ણ આ? પરિનિધાન ગોકુળતણી
પરાણુરતિરૂપ સંનૃધિતણું ખરે એ જ એ!
જરે જર હું જાગુની થયશ પાકશે વેળ ત્યાં

## મંગળ ૫

પડયો છ દગ કૃષ્ણ રે ફરિથિ અદ્ય આ ગોકુળે.
સખીગણ અમે અપોર પછિ ઉચ્ચ કુંજે ચડી
વિરામિ ફુલમાળ કો ગુંથત, કોઇ ગાતાં હતાં,

કથા સુણત કોઇ ચારુ કથિકા લઈ મધ્યમાં,
મનસ્વિ વળિ કોઇ સાતનવ વૃંદગરબે રિઝે,
બિજી નજિક એકમેક ધિમિ ગોઠડીમાં રસે
નિમગ્ન વહતાં સુખી રુચિર સખ્યલ્હાણે ઘડી.
તિહાં સખિ અકેલિ દૂર રહિ એક મૂગી દિસે
નિજાંતર જડેલ દૃશ્ય મહિં તાનતાને ડુબી,
દિસે અગર પેખતી ક્ષિતિજપાર મોહી કશું:
હતૂં સ્મિત રમંતું એ સખિમુખે દગે અંગમાં.
કળાંત લવ ના ભુલી ગઇ છ ભાન નિજ સર્વથા.
ઘડીક મહિં આવરે અરુચિવાદળી સખિજન.
દરેક મુકિ ગાનતાન ગરબા કથા ગોઠડી
અજાણ જરિ નિશ્વસે; વદિ ઉઠ સખી એક ત્યાં
'ન લેશ ગમતું વના કિસન છેતરે શું મન?
સુણી હતિ અકેલ દૂર સખિ તે જુવે સૌભણી
અને સહુજભાવ મંદરવ મિષ્ટ વચનો વદે,
'સખારિ, ગમમાં પડો શિદ દિઠો છ મેં કૃષ્ણને.'
દિઠો? કિસનને દિઠો? કયહિં? કદા? શું કરતો હતો?
ન કેમ કહ્યું તુર્ત? સાથ હતિ કોઇ બીજી સખી?
દિઠો ફક્ત એક આંખયુગલે, નવાઈ ન શું?
ન વેણુરવ કેમ કોઇ શ્રવણે હજી સાંભળ્યો?
ન કેમ નવું એનું કો ચરિત જાણિયું ગોકુળે?

સવાલ વરસી રહ્યા, તુરત સર્વ સખિવૃંદથી
ઉડયૂં અસુખ, સ્ફૂર્તિ ને ધમક હોંસ વ્યાપી રહ્યાં:
શંકે બણબણી ઉડી અગણ માખ મધપૂડલે,
થયો ગણગણાટ એમ. પછિ તે શર્મતાં સખી,
અડોઅડ દબાઈ જોઈ, લુમખે દબી દ્રાક્ષ શી,
ઠરી રહિ સમીપ ચાતકમુખી સખીમંડળી,
લઈ શ્વસન તુષ્ટ સસ્મિત વદે, "સખારી હું તો
જતી'તિ ઝુંપડે ફરી પતિનું શાક ને ઢેબરાં
પુગાડિ ઉરભાવમુગ્ધ, પતિહાસબોલે સુખી:
અશ્વત્થ થડ ટેકિ ત્યાં, નયન ઊર્ધ્વ વ્યોમાન્તમાં
જડયો નિભૃત ચિંતને, ચકિત મેં દિઠો કૃષ્ણને,
થડે થડ સમો હતો જડ, નિતાંત નિશ્ચેષ્ટ એ,
રહી અગલ કાષ્ટ શી લટકિ મૂક વેણ, વળી
મયૂર પિચ્છ મોડમાંહિ હતું સ્તબ્ધ, ઊભી યથા
ઘંડલ પ્રતિમા, શ્વસે પણ નહીં, સમાધિસ્થ એ.
ગઈ નિકટ. નેવુરેનવશકે સુણ્યા એલણે
હું યે નકર શાંતિમંડળ ન એ પ્રવેશી શકી.
હતૂં મન દિઠો જ તો ચરણપર્શલ્હાણે રળૂં,
ન ભાન રહ્યું એ, ન સાન અવરે, ભુલી જાતને,
પ્રવાહ મૃદુ શ્યામનીલ તડકે રસેલો વહે
પ્રભાવઘન મૂર્તિથી, સુખવતો દિશામંડળ.

કુંદોદધિ વિષે જ એ પડિ ગળી ગઈ હૂં, પછી
થતાં ફરિ સભાન—જોઉં મુજ કાય એટલુ ઉટજોટલે!
ન જાણું નિકળી ક્હા, ઘર પહોંચિ કે ફેડિયો,
ગતી મુજ હમેશની, અગર ધીમિ ઊતાવળી,
કશું જ ન લહ્યું: હું તો અણુજ યંત્ર એ કૃષ્ણનું!
શકે બનિ ગઈલ અંબરપથે ઉસેડાયલી!
અથવા સમડિયાંચમાંહ્ય ઝડપાઇ છિડાયલી!
વિના કશિ ઇજા અચેત પણ પૂર્ણ રક્ષાયલી!
અને અગર જાગતી છું, વદું છૂં, ફરૂં, સાંભળું,
ન સેવ લગિરે ચુકું, તદપિ સર્વ વ્યવહાર એ
રહે વહિ, વહે જ શ્વાસ નિંદરે શરીરે યથા,
ફરે રુધિર પ્રાણિ માત્ર મહિં જેમ નિત્ય સ્વયં.
અને નિરખિયો થડે જડ જડાયલો કહાનુડો,
પ્રભાવકિરણો પ્રસારત વિરાટ સંસારમાં,
મળી મુઝ નવીન સૂઝ ક્ષણ તે થકી તો વડી,
તમામ જનપ્રવૃતી ભવ લહૂં બધો યે સુનો,
લહૂં સ્વપન સ્રોત શૈલ, જમનાજિ ગોવર્ધન,
ખરી સત પ્રતીતિ ઊંડિ મુજ ચેતના તો ગ્રહે
પ્રભાવઘન શ્યામનીલ લસલસત તેહ અંધારને!"
વદી ન સખિ કોઇ શબ્દ. નિરખૂં હું ચોબાજુ ત્યાં
ઉમંગભર સ્નિગ્ધ આશ નયને નિહાળૂં બધે;

દિસે સહુ રહ્યાં જ કેમ ફરિ કૃષ્ણનાં દર્શન,
ઉપાડ મુજ નાડિનોય વધિયો અને મેં પુછ્યું:
પુછાઈ ગયું, "કાંઈ શું વય મ્હને ન કહો કૃષ્ણની ?"
"વયોવરસ દશ તણા." મુજ અગનરભા જોઈને
વદી વળિ સખા, "પરંતુ અતિકાય, પુરુષોત્તમ,
બળે રતિ ઉદારતામહિં ન માતવી, દેવ એ."
પડી ઘડિક ચિંતને; વળિ પુછ્યું, રહ્યું આપ જે
'હશે શત સહસ્ત્ર લક્ષ જન કૃષ્ણને જાણતા ?'
"હશે, નવ હશે. ન ગોકુળ નથી ય વૃંદાવન
બધું જગત. આપણા લઘુવનીતથી યોગમે
વિશાળ પથરાયલી જનપદોથિ ખૂંદાતિ આ
પૃથા અકળ યોજનાવત્રિ ખુટે ન, સિંધૂ લગી.
મહાનગર ત્યાં અનેક મથુરાંથિ યે પ્રૌઢ છે,
સુણ્યાં ઉજ્જયિની, ગયા ગજપુરી, અયોધ્યા પઉંડ્ર,
વિદર્ભ, વિદિશા, વિરાટ. વહલીક, ગાંધાર, ને
સુઘોષપુર, ખંભસ્તંભ, મિથિલા, પ્રતિષ્ઠાનપુર,
કુમારતલ, સિધ્ધક્ષેત્ર, અમરૌક, દ્વારામતી,
પવિત્ર ભૃગુક્ષેત્ર, તીર્થ શિવમૌલિ, વાણારસી,
મયંકગઢ, ચંદ્રપુર, વનલહેર. માહિષ્મતી,
કુબેર—અલકાપુરી, કનક લંક રાવણતણી,
સમુદ્રપ્રભુ નાથજગ, ભરતખંડ કોણે કહે

શિલોરગ દિગેક, ધામ અવરે કુમારીતણું;
અનેક વળિ અન્ય, નામ નવ જેહનાં જાણિયાં.
રસાળ જમનાજિને વિપથ આપણે કાંઠડે
અહીં ઉટજઝુંડ વેલતરુમંડપે સ્વજન શો
પિછાણું સહુ એહને, વિકલ થૈ જતાં એ વિના,
થતાં સભય, એહને શિર સુણ્યા અરી ખારિલા.
–બિજૂં જગત બાહ્ય, તે ન કળિયેં, ન ગણકારિયેં.”
 સુણી પડિ હું તો વળી અધિક ચિંતને; આ બધી
ન કેવળ પિછાણુતી, સ્વજન લેખતી કૃષ્ણને
દિધું હૃદય અંગ બુદ્ધિ શ્વસને ય પતિ ચરણમાં
ગુહાગયગ ચક્ર માત્ર રટતાં રહું નાથને,
પતી જ મુજ સેવ્ય, ભક્તિરતિવૃત્તિના એ ધણી,
ન અન્ય ગુરુ, ઇષ્ટ, કે અવર દેવ ના માહરે.
તથાપિ સખિયો ય આ સકલ છે ગૃહસ્થાશ્રમે,
દરેક પ્રણયી પતીનિ વ્રતબધ્ધ અર્ધાંગના;
અને હૃદય એમને રતિ ય આતુરા કૃષ્ણની.
હશે શું રતિ ભિન્ન ભિન્ન દ્વય જાતિની ઊર્મિઓ,
ઉરે શું દ્વય એકઠા રહિ શકે ખરા રતિપતિ?
મુઝાઉં, ગમ ના પડે; વળિ વિચિત્રતામાંડ આ
જુદી જ ગુંચ દાખવે: રતિનિધાન આ કૃષ્ણ છે
વયે વરસ દશતણા! શિશુ તથાપિ દેવોપમ!

ગણે ન સહુ નંદનંદન, કુમાર વસુદેવનો
થયો પ્રસવ તે જ રાત અહિં આણિને સોંપિયો.
કહે અવર એહને જડ અભિન્ન અશ્વત્થથી,
વળી કરુણમૂર્તિ તો કથતિ 'તી હજિ ન જન્મિયો !
ખરૂં શું અહિં આ બધામહિં ? અસત્ શું ? ગાંડું જ શૂં ?
કહ્યું સખિ હવાં શું એમ ભવસિંધુ આખો તથા
બધાય ભવભાવ-સખ્ય, વાત્સલ્ય, દામ્પત્ય, સૌ
નર્યું સમાણું હોય એમ, ખરતા જ તારા 'થવા,
ખરી શું પડતા, ઠરી શબ, મરી થતા ભૂત શું,
ઉદે ઉર થતાં જ દિવ્ય રતિભાવના સૂર્યનો ?
અહો ગુરુ, હતે તહમે અહિં ઉકેલિ દેતે શું આ ?
સ્મરે છ અત્ર એક સૂક્તિ કથતા તહમે વળિવળીઃ
**'અશક્ત મતિ માનુષી; નવ કળાય એનાથિ તે**
**પદાર્થ સકલે શિરોમણિ અતર્ક્ય છે સત્ય તો !'**

૬૧૫

અરે ! અરર આ દશા ! જનમિ શીદ રે કાં ન રે
મરી જ ગઇ બાળકી પિતૃગૃહે જનેતીકમાં !
કરી ન કયમ દુઃખપાતિ અવતારતાં રે હુંને !
સુતા પ્રબળ તાતની, કુંવરિ શૂર ક્ષત્રાન્વયી,
-અહો અવદશા ! અરે જનનિ, ક્યાં તું, અહિં આવને !
ન શર્મિ તુજ તૂં વિના જિવિ શકે, જવાની મરી !
અરે પણ શું આ નિરાળિ મુજ હાલ ભૂંડા, પડી
ઢસેડઇ ભુંગ્યે લતા શિ, તુજ ના શું ફાટે દિલ,
હતા અતુલ હેત કોડ જતને ઉછેરેલ તેં ?
ભલે જ તુજ વ્હાલસોઇ દગ અત્ર પાસે ન કૈં.
મુઇ ન હું અભાગણી ! પળત દૂર મોતે હુંથી !
ઝલાઇ ગઇ યે ન વૈરિ—કર, દૈવ, તૂં યે ભુલ્યો !
સુણે ન મુજ કોઇ, ના કંઇ સુણાતું હજિ કાનમાં
ઝડી જ ઘુમરી રહી છ અપશબ્દ તે તુંદની,
શકે ચઢરબંધ ઝાલિમ જલાદની ગોફણો
છુટી હડકવા—ગ્રહેલ કરવા જ કુત્તી પુરી.
અરે, કળશ સૌ પરે, મુજ શિરે દિયે આળ આ
પહેલ કરિ મેં જ તો ગલિચ વેણના મારની !

ઉઠી ભભુકિ લાહ્ય તેહતણું મૂલ હું પાપિણી !
કહું કવણ ? એ જ એ મુજ પિંઠા ન જે છોડતી
અદેખણ નણંદડી ! વળિ કહે, ગઈ એ જરી
મહને સમજ પાડવા, નવ કુલીનની રીત ઍ,
તિહાં વિફરિ હું શિ ધાઇ ફટકાવવા એહને !
ધરી પગ પછાડિ હું જ, પછિ મારિ એણે જરા !
બધૂં અરર કેવું જૂઠ !—પણ સર્વ માની લિયેઃ
અરે હઠ ! નિહાળું નેણ પતિનાં ય ઠપકે ભર્યાં !
કર્યું શું, થઇ શું ગયૂં હુંથિ, કસૂર શી માહરી,
મહને ઉધડિ આમ જે લઈ ગુંદી છુંદી ડહામતાં !
ન ફેર મુજ મસ્તકે ગુજરિયો કદા આવડો,
—ન તો પ્રથમ વાર હ્‌હોતિ, જરિ ગાયની પાટુએ
ઘડો ગબડિયો, ગયૂં 'તું દુધ સર્વ ધૂળે ભળી;
નહીં ય દિન તે, ફુલો વિણત છેડલો કેંટકે
ભરાઇ ગયલો યદા, છુડવતાં ચિરાયો બધો;
વળી મુજ નણંદ મક્ષિગણુ જે દિ છુંઘવાઇ
ધાઇ ભૂંભૂણત કારિ ડંખી ગયો
સદાય મુજ વૈરિ એ; અરર, માઇ, શી તામસી !
અને જિભલડી નરી વિંછિ ભરેલ—ઓ બાપરે !
ખરે ન મુજ દોષ લેશ, સમ ખાઉં ફૂડા તેહવાં,
પરંતુ કયહિં યે ન ન્યાય કરનાર દેખું અમ બે વચ્ચે,

અનાવ્ર અણુચિંતવ્યો પણ વળી.
ભરંતાં વડા
સખીજન હતાં અમે, તડિત તેજ જેવી તિહાં
સમીપ દિઠિ આવતી ઝગઝગાટ કો રૂપસી.
ભર્યાં સરલ, લંબ લોચન, વિશાલ ભાલચ્છટા,
સુકોમલ સુખાત્પલોપરિ લવંગ શી નાસિકા;
સુરેખ તનુ શેખબ્લેડ; પચ્છવાડિ ને કુંતલો
—મઢાયું મુખમોતિ શૂં સઘન લ્હેરતાં રેશમે;
ખચેલ ફુલનો બહાર ખિલવંત અંબોડલો,
સુવર્ણ તન આવરી ય ઝળકાવતો સાળુ એ.
અને ગતિ શિ અંગઅંગ વિહરાવતી મોહક!
હતી કવણ એ? પરી? ભુવર લોક વિદ્યાધરી!
યથારુચિ સર્જંત કામવપુ વા સુરસ્ત્રી હતી?
ભલા ભગિનિભાવકૂપ સમ આર્દ્ર મધુરાં દગો
જુવે સદય પ્રાણિ માત્ર ભણિ, સર્વદા દે મુદા,
નંહાર પણ ઉધ્ધરે મૃદુલ હેતભાવે નર્યા.
લસંત કુંપળો તથાપિ અધરો ભર્યા ગૌરવે
સુધીણુવચને સ્મિતે દરદ શલ્ય શામંત એ
ઉદાર સમભાવિ મર્મવિદ બુધ્ધિના વાહન.
હતી જ નિરખી રહી હું ગજગામિની આવતી,
સ્વયં હૃદયમાં ફુટયાં ઝરણ આદરસ્નેહનાં;

ઊઠ્યો ઉમળકો સુખંકર અહેતુકો ભક્તિનો
અને શિર નમી ગયૂં, કર કરી રહ્યા અંજલિ.
સખીગણુ તદેવ ઊર્મિમય વંદતોને નિહાળયો ત્યહાં.
સ્મિતે નમિ સમૂહને સરિ સિધી નદી કાંઠડે,
વળી, ઘટ જલે ધર્યા, ઉચલિયા ભરેલા અને.
અમે અરવ પી રહ્યાં ચકિત એહ શ્રીયષ્ટિનાં
સમસ્ત, પ્રતિ અંગ વ્યસ્ત, ગતિગતિ લસંત સૌન્દર્યને.
શિરે થિર કરંત બેડું અમને નમી સસ્મિત,
સમારિ જરિ સાળુને થઇ વહાય ગતિલાઘવે.
મ્હને ત્યહિં થયૂં, જિવે પુલકિ શી રહી મર્મરો,
—ઘુમ્યાજ કરવૂં બની અલિ પદાંબુજે એહના!
ગઈ, વહિ ગઈ જ એ અકળ તેજમહિમાભરી.
પુછ્યૂં, પુછ્યું અમાનમાં, સહિ શકી ન એકે પળ
અજાણપણ માહરૂં: "સખિ, કહે હતી કોણ એ ?"
"અરે, બહિરિ તું! શૂં હજી કદિ ન દીઠ રાધાજ તેં?"
રાધા! રાધા! રાધા! રાધિકા! રાધા!
મ્હને મધુરિમા રુચિ યુગલવર્ણિં એ તત્ક્ષણ.
"અરે અબુઝ, એ જ એ! શિશુથિ વૃધ્ધ સૌ ગોકુળે
ગણે કિસનની અનન્યગુરુ ભક્ત ને રાધિકા."
રાધાકૃષ્ણ! કૃષ્ણરાધા! રાધાકૃષ્ણ!
અપૂર્વ મધુરી અને હૃદયરંજિ પદજોડલી!

અનન્યગુરુ કૃષ્ણની અથગ્ર ભક્તમણિ કૃષ્ણની !
જપંત ફરી ને ફરી ચગત તાનની ધૂનમાં
જતાં ઘર સુણું જ તાલ જપને દિયે નેવુરો !
પુનઃ પુનર નામ જોડતણું તાન ચાલી રહ્યું,
હશીં નવરિ, કામમાં; ઉઠતું થીભતું સ્વૈર એ;
ઠરંફરૂં ય મિષ્ટ એ જુગલનામને ગુંજતી,
ઉઠું સુઉં જ મહિલ એ દ્વયણુક સૂરને કૂજતે.
હહોતિ હતિ ગાવડી સરડ શેડ પાડી રહી,
ત્યહીં દુધનિ ધારના મુખર નૃત્યગાને સુણી
હું યે ઝિલતિ તાલમાં કિસનરાધ રાધાકિસન.
રહી ઉચરિ મંદમંદ, વળિ ગાય બાંકે મુખે
વિશાળ નયને મ્હને નિરખતી, સુણે શા સુખે.
ન દૂર કદિ જે હુંથી, મુજ કરે પગે વલયશી
સુણી ગઇ નણંદ, આવિ પડખે. વિંડખી અને
વદે, "અલિ, મઝાનું, વાહ કયહિંથી શિખી
જાપ આ ?"
ન હૂં ઉચરું કાંઇ ત્યાં કડક હોઠ ક્રુદ્ધાક્ષિ એ
વદી અસહ, "વાહ રે કુંવરિઆ, અજાણ્યાં દિસો
ભલાં, નરમ, તે તમે દિન દિને નવાં લક્ખણો
સખીગણ કુસોબતે ભમત ઘાટ ને કુંજથી
દિસો છ અપનાવતાં, ઘર વિષે ય અપમંત્ર આ

સમા ઉર છુપાવતાં, ફળફુલે લપત કીટ શા !"
"હું તો રટું છ માત્ર કૃષ્ણરાધા તણા નામને"
પરંતુ સુણતાં જ એ મિઠું, અતીવ એને કટુ,
અહો શિ ઉઠિ પ્રજ્જ્વળી, "ચુપ ! ફરી જ બોલીશ એ
બહાર તુજ જીભ મૂળથકિ તોડિ ફગવીશ તો !
તું યે શું ભળવા ચહે નફટ સાથ વૈઠલમાં
વધારત છળપ્રપંચ બરિયોજ જે કહાનડો ?"
"નથી કપટિ કૃષ્ણ, ને નફટ રે નથી ગોપિયો,"
કહૂં છ, ત્યંહિં તો વળી તડુકિ એ, "અરે રામ, તૂં !
બધાંય તુજ એ સખીજન અહો ઠિકાઠીક છે.
અને વળિ બધાંનિ પેલિ શિરતાજ રાધી બની
જઠાણ યુક્તિ પ્રયુક્તિ ગપ ફેલ ને ગોંધળો
ઉભાં કરિ પ્રસારવા મહિં બધાંયની સદ્દગુરુ !
વશીકરણ મંત્રજંત્ર અહ શા દુરાચારનું
સંડેલ બધું વાજું એ ! ગૃહિણિયો ભુલી સ્વામિને
ચહે અવર સંગ,—કેમ ? તુજ રાધિકા સદ્દગુરુ ?"—
અરે હજિ વિશેષ દુષ્ટ અપશબ્દ કૈં ને કશા
બકી અતિશયાપવિત્ર અભડાવતાં આળ એ
ફગાવિ મરશે બધાં પર, ન તે સહી, હૂં ય ત્યાં
ઉઠી જ સહસા, હથેળિ મુજ ને ભષંતા ભુંડાં
મુખે દબવિ જોરથી ઉછળિ હૂં ય સામે રહી.

"ન દેઉં અકવા ત્હને, બહિનિ, જે ન જાયે સુણ્યું.
નહીં જ વળિ રાધિકા કિસનનાં વિગોણાં અસત્.
નથી જ તુજ ચાડું એ યુગલ નામ ઉચ્ચારવા જેટલું
પવિત્ર,–મુજને તું ભાંડ અલિ ભાંડ, ધ્રા ત્યાં લગી!
ધરૂં ન દુખ લેશ. જો બહિનિ તૂં સુખી ભાંડણે!"
વનેચર કરાલ શી ઝુઝિ રહી હુંથી છૂટવા,
વયે હું વડિ, ઉચ્ચ હૂં, વળિ કસાયલાં અંગની,
ધનુષ્ય સમશેર ગોફણ ગલોલ લકડી વળી
ત્રિશૂળ બરછી તમામ તર્યાર શસ્ત્રાસ્ત્રમાં,
અને તપું તદા પ્રચંડબળ થાઉં ક્ષત્રાણિ હું.
ગ્રહી સુદૃઢ એહને ન છુટવા દિધી લેશ મેં,
ચહ્યું વળિ લથેળિ બેસિ દૈ ભપત મોઢું એ રૂંધવા,
અને ઉચલિ બેસું ત્યાં જ કરડી લિધી શૂનિએ.
નહીં દશન ચૂડ એ મુજ બળે 'થ પેચે ખુલી,
{ અને રગત બિંદુ, ધાર પણ, વ્હે રહે મોં વિષે,
{ બહાર પણ.
હથેળિ લવ તોડિને જ છુટિ થાત શું એ હુંથી
પરંતુ ત્યંહિં આવિયો સ્વર નજીક પતિદેવનો;
સરી વિલખ થૈ ગઈ મુજ કરાલતા તે પળે,
ભરાઈ કર લોહિપૂર્ણ તનખેવ વાંસે ગયો,
અને ધસિ બહાર એ પ્રખર વન્ય માર્જાર શી

મુખે રુધિર ઓકતે જ ફરિયાદ પોકારવા.
નિહાળિ સુણિને પુછે પતિ સચિંત, "રે, શૂં થયું ?"
નહીં ઉકલિ જીભ મ્હારિ, નિરખાયું ના સંમુખ,
ત્યંહાં તતડિ એ કહે, "કિસન કાળિયો એહને
ડસ્યો છ. દિનરાત એ કિસનને જ ઝંખી રહે;
નથી લગરિ એ રહ્યૂં જિગર, ભાઇ, ત્હારૂં હવાં;
અને હું જરિ એહને ગઇ સલાહ દેવા ખરી,
ત્યહાં વિફરિ એહણે અહહ માર માર્યો મ્હને
જુવો રુધિર આ વહે ! ભલું થયૂં જ આવી ચડયા,
ફમોત જ ન તો હું જાત મરિ, ભાઇ આ ક્રૂરથી,
દિસે છ અબળા કુણી-કપટિ છે નરી દીપડી !
અને જબરિ—બાપરે ! ખડિજ જાત ડાચૂં મુજ !"
તડાક વળિ એ કુદી, પકડિ લીધ કાંડે મ્હને,
અને હું કંઇ યે વદૂં, ઘસડિ લીધ તે પેહલાં
કુટીર મહિં કોટડી અતિસ ન્હાનિ અંધારમાં
મહીં જકડિ પૂરવા, કચડવા જ હૂં પાપિણી.
હતા કર ગ્રહેલ તે કરડિ આપ ખાધેલ જે,
બિન્ને કર ઉલાળિ હૂં પ્રણય ને દયા માગવા
ઉંચો કરિ વદી રહી, મુખ ન જે શકયૂં ઊચરી.
જરાય મુખ ખોલતાં પ્રથમ ચાસ તો દર્દની
જશે જ નિકળી, હૂં એ ભયથિ હોઠ પાસી રહી.

પરંતુ કર સાથ મ્હોંય ફર્યું મ્હારૂં સ્વામી ગમ,
અને નયન અશ્રુપૂર્ણ વિનવી રહ્યાં આશરો.
દિઠી પતિદૃગે દશા મુજ કંઇ, દિઠી યાચના,
અને કંઇક બોલશે પણ, કળી જઈ રંગ એ
નણંદ વદિ લાગલી, “ન વચમાં પડો, ભાઇ રે,
મ્હને પજવિ મારિ છે, હું ય પુરી પડૂં એહને,
વચે પુરુષનૂં ન કામ ઝઘડા સ્ત્રિયોના મહીં,
ઉપાય ત્રિયબુદ્ધિના જ સિઝતા પુરા, કેદ ને
ભુખે વળિ વિમાસણે ઝટ સુબુદ્ધિ ઊગે ફરી.”
અને ઘસડિ ઘાલિ દીધ મુજને ખુણે આ, વળી
કર્યો હુકમ, “જો ખબરદાર લેશ હાલીચલી !”
ઘડી પર ઘડી વહે, દિવસ આથમ્યો વીતશે યે નિશા,
વિતો નવ વિતો, હિસાબ નવ ભગ્ન હૈયે કશો,
સ્મરૂં સ્મરિ રહૂં રડિંતિ મુજ માત હુતાળને. ૧૭૬
૭૯૧

## મંગળ ૭

હથેળિ ગઇ છે સુઝી. દરદ તો સહ્યું જાય ના.
શરીર નર્યું શીંગડૂં જડ બની ગયૂં રાતમાં.
જળે હૃદય એથિ યે વધુ પિડંત ચિંતાજવર,

—નણંદ જુહડી વિગોવણ વડે કદી નાથનો
હણે પ્રણય, એ બને ઉલટ હૂંથિ દૂણાયલા,
અરે હું ઉતરી પડૂં નજર એમની માંહિ તો,
રહે શું મુજ ભાવિ કેવલ સરિજીલે સુઇ જવું !...
કુવે અગર કોઇ સાક્ષિ કરકે ન ત્યાં ડૂબવું !...
બધાંનિ ચુકવી નજર અગર આફુ ઘોળી પિવું ?...
ચડી શિખરશૃંખડે અતલ ગર્ત ઝંપાવવું ?...
નથી ભય મુવાતણો. ન અફસોસ, સુખ ના દિઠાં:
ન હોય સુખ સર્વને, ન લીધું ઘણાં જીવતાં:
પરંતુ છઉં બાળકી જગતવંદ્ય સતિયોતણી:
ધસી યમમુખે ભખી અનલ એ ન કો કાતરો,
પરાજિત ભવે, કલંકિત મુખે, વિગોણે ડુબી.
પવિત્ર છઉં, નાથને મુકુટધાર્ય તુલસી સમી;
સનેહિ છઉ સ્વામિની હૃદયસ્વામિની એકલી.
ભવોભવ સહપ્રયાણ હક થાપિ લૌં માહરો,
રળૂં શ્રુતિવિવાહિતા સહચરીનું સાફલ્ય એ,
પછી યમ ભલે નસીબ ય ભલે કરો ફાવતું.
અરે, રહિ રહી વધે દરદ: લાવ રાધાકિસન
મનોહર જપે ચડી વસરું સ્થૂલ સૌ યાતના
રાધા કૃષ્ણ ! રાધા કૃષ્ણ ! રાધા કૃષ્ણ !
રાધા કૃષ્ણ ! રાધા કૃષ્ણ ! રાધા કૃષ્ણ !

.. .. ..

જપે ન દુખતૂં શરીર જ, વિરાટ સૈંધૂં ય જડ
પડ્યું થઇ ગયૂં 'તું ત્યાં શ્રવણ શબ્દ 'બેટી !' પડે,
ખભે કર અડે વળી. ઉઘલું આંખ ત્યાં કોટડી
ઉઘાડિ ધરિ હૂં કને નિરખું આવી અમ્મા સ્વયં.
"પ્રસાદ દઈ આવજે', કહિ ગયા, લ'યાવી છ, લે.
અરે પણ ભુલી જ જલ; હે, લ'યાવું છૂં આ ઘડી."
ભર્યો વફૂલ ઝારિ લેઇ ફરિ આવિયાં, ને દિઠા
સુણેલ મુજ હાથ, ધીકત અશક્ત કાયા બધી.
અબોલ જ મુખે કરી સલિલ ધાર, ઝારી ધરી,
તિમાં કરત કોગળા, મુખ લુછિત સાજે કરે.
સહી ન શકિ હૂં અશકિત મુજ દુઃખના ભારને,
અને રડવું આવતાં નહિ જ ઝાલ્યું કેમે રહ્યું,
વહ્યૂં ધુસક ચીસ હેડક ઉછાળના જોશમાં.
બધો વખત માઇ હાથ શિર પીઠ ફરતો રહ્યો,
જઈફ નયણે ય ધાર અનુરાગિ ચાલી રહી,
અને પડિ હું શાંત, ત્યાં ફરિ ધુવાડિ મો, તેહમાં
પ્રસાદકવલો ધર્યો ધ્રુજત આપ હાથે ધિરે,
હલાવિ શિર ના રહી કહિ, ન લક્ષ તેને દઈ.
સુણેલ કર ઊપરે ઉભય બાજુ દંતાવલિ
હતી પ્રકટ, જોઇ "કોણ કરડ્યૂં છ આ ?" એટલું
પુછ્યૂં, પણ ન બોલિ હૂં, ન ગણિ તે ગયાં બ્હાર, ને

ફરી તુરત એ પડોસણ સમેત આવ્યાં લઇ.
ત્રણે મળિ કર્યાં કરે ઉચિત લેપ પાટા અને
સુવાડિ મુજને ગયાં, ફરિ ભિડી દઇ કોટડી.
પ્રસાદ કવલોથિ, ખૂબ હતિ રોઈ તેથી, અમા
તણા મૃદુલ ભાવથી, દઢ હુંફાળ પાટા થકી,
ઉજાસ રવ વાયુ શૂન્ય લઘુ કોટડીથી, અગર
શરીર ચરખો સુમંદ પડિયો હશે, કે કશાં
જુદાં અકળ કારણે નિંદર ગાઢ આવી ગઇ,
ગયો દિવસ વહે ગયો, પલક જેમ તે વહે ગયો.
ઉઠી તન થતાં અતીસ પરસેવથી આકળું,
તદા તક બહાર જોઉં લઘુ દીપ ઉટજે બળે,
અને રુઉ સુણાય નીંદ કરવાની તૈયારિમાં.
ઉઠી ડિલ લુછિત, જોઇ ઘડુલી ભરેલી જલે,
અને શયન પાસ ઝાંર સહ વસ્ત્ર બે ધોયલાં.
હતો જ્વર ન, ઘામ સાથ ઉતરી ગયો ’તો પુરો,
ન્હતું દરદ, સોજભાર કસરે થમો’તી ઘણી
શમ્યું દિસ્યું તમામ ગાઢ નિંદરે ઉભા દિવસની,
ગુણે કુદરતી વનોત્થ કસદાર પાલાતણા,
અને મુખ પખાળિ વસ્ત્ર બદલી પથારી સમી
કરી, પડિ હું ઊંચલિ કર વિચારતી કે ભલે
હજી રજનિ રાખું વા દઉં ઉખેળિ પાટા જ આ.

ત્યહાં ફરિ મળી જ આંખ, ડુબિ ગૈ વળી નીંદરે.
જતાં પ્રહર રાત વાધત થતી ગઈ શીતળ
સિંચંત નવ તાજગી, મગજ સ્ફૂર્તિ પાતી નવી.
અને ઉંઘતિ'તી અભદ્ર થળ, તુચ્છ સેજે, ભુલી
પરિસ્થિતિ બધી ય એ. મન અભીષ્ટ પાંખે ઉડે !
અરણ્ય ગહને નિહાળું પટ મોકળો, જ્યાં ત્યહાં
ખિંગા જરઠ પાદપે ઘમ કુહાળિ ઘમકાવતા
પ્રભાતમહિં વૃક્ષગાંઠ સમ સ્નાયુવાળા જણા;
વચ્ચે મુંખિ ચડયો મહાતરુ, શરો સુસવતા મુકી
ઘડી ઘડિ વિંધી રહ્યો ગગન ઉડતા પંખરૂ.
પુગી તરુતળે ઉંચે નિરખતાં શિ હર્ષાઉં છું,
ન એ ધનુપ વન્ય વાઘરિશિકારિનૂં સંભવે.
અરે અહિં શું જોઉં છું મુજ પિતાજિ આ વેશમાં ?
અરે ધનુધ રે હું મ્હેં તરુ ચડી નિહાળૂં ક્યમે !
સરીજ ગયું દૃશ્ય એ, 'વર ફૂટયૂં જ એમાંથી કે ?—
અડી દયિત ગાલ, વાળિ મુંખ ન્યાળતા સસ્મિત.
પરોવઈ રહે છ નેણુ મુજ એ મિઠાં ત્રાટકે.
ભુસાય ઉડિ જાય એ પણ,—અતંત્ર પંખાળ આ
અદેહિ અધજાગતૂં મન વિહાર બીજે ઉડે.
નિહાળું યમુના પ્રવાહ દગહારિ આંદોલતો,
જિસે અગણ ખાપમાં લસત બિંબ બાલાર્કનું;

ફરી સ્મૃતિ અનન્યના અગણુ બિંબ, પ્રત્યેકને
હિયે ઝિલતબિંબ જો ગહનમાં ઉતારી, શકે
પ્રકાશ પ્રસરાવવા તિમિરઘોર યમલોકમાં !
તિહાં ઘણુ બિમાં પર્ણિત યવસાઢ્ય ઢોળાવપર
નિહાળત બિહા જ નાથ યમુનાતટે એકલા:
અને બકુલમાલ લેઇ સંતાતિ ને છૂપતી
અદીઠ જઇ પાર્શ્વ કંઠ પ્રિયમાંહિ આરોપિ દૌં !
મ્હને પકડિ માળ સૂંઘિ મુજ ઘ્રાણ માટે ધરે
અને તુરત ચૂમવા દબવવા ગ્રહી અંકમાં
કરે કરઘસાર વલ્લભ. તિહાં "નિરખુ શાવ સામે તટે
રહ્યાં ગમત શી કરી સુભગ, નાથ, હરિણી સહુ !"
કહેતિ સટક્યું જ હું, કુજત ગીત 'હો વ્હાલમા !'
'પગૂં દૂર ત્યમે ઉંચે સુર, સહુ વળી નાચતી,
કુદી ઉછળિ ડાળસાહિ મિટ માંડતી વ્હાલમે !
હું યે છું હરિણી જ તો, મગન નાચવે કૂદવે,
જવે સરતિ ઠેકતી રસાળું કુંજ કુંજે ભલી.
તરંત અરધાસ્ફુટે સ્વપન એમ વહુ મલપતું,
ત્યહાં નિરખું રાધિકાછવિ છપાઇ શુભ્રાંબરે
ઉંડે ફરફરે તરે અનિલહોલ ઝૂલે ઝુલે.
અહો ભગિનીભાવમૂર્તિ ! કરુણાલુ દિવ્યાંગના !
સખીગણ ગણે જ કૃષ્ણગુરુ સુંદરી એહને,

—અનન્ય ગણુવીજ શક્તિ શું ન હોત જેને ઉરે?
હશે અગર ભેદ કો ઇતર ગૂઢ એ કોયડે?
મુંઝાઇ રહું નીંદમાં ય, મન બ્હાવરૂં આંધળું
અપંથ ભટકે, ઉંડે અતલમાં તણાતું દિસે.
પરંતુ સહસા ત્યહાં ક્યંહિથિ કાનમાંહે સરે
ઉપાડ કુમળો અહા સહજ નર્તતી અપ્સરા
તણી મિઠિ સિસોટિનું શ્વસન હોય જાણે નર્યું,
અપાર્થિવ બજી રહે પ્રસરતી મુદા વેણુ એ!
સુણંત પુલકિત હું ચકિત ચિત્ત જાગી ઉઠું:
સુણંત પડું વિસ્મયે—અતુલશક્તિ સંગીત શી!
અનેક પ્રભુશક્તિઓ, ગજબ સિધ્ધિઓ પ્રભુતણી:
અસીમ પ્રતિ એક; ના ઉતરતી સવાઇ ન કો.
ફુલો પ્રભુતણાં સ્મિતો; ગગન ભાલ છે પ્રભુતણું;
વિરાટ સુવિલોલ સિંધુ પ્રભુ હૈયું છે ઊર્મિલું;
નિશા સમય તારલા અગણુ સર્વ ઝગઝગત. તે
હશે શું પ્રભુ સર્જવા હજિ ચહંત શુભ સુંદર
અસંખ્ય કૃતિઓ નવૌજસ્વિ તેહનાં ડોળિયાં?
દિનોરજનિયો દિસે સ્ફુરણ નાડિનાં પ્રભુતણી.
હશે સુરજ શું પ્રચંડ પ્રભુ કેરિ ઇચ્છાદ્યુતિ,
નહીં શું પ્રભુની મયા શિતલ કૌમુદી ઉજ્જ્વલા?
અને ધ્વનિત પ્રેમનૂં પ્રભુતણા ન સંગીત શું?

સુણી રહું છું આમ ચિંતન વિષેય એ બંસરી.
સુદૂર વળિ સોડમાં, ઉછ્છતો વળી કોમલ,
ભળંત પ્રભુ ચિંતને, પુરત તેજ પ્રભુ કીર્ત્તને,
અને શ્રુતિ ન અંતરે ય ભરતો મુદા પુણ્યથી
અભોમ વિરલો યદચ્છ વહતો બધે નાદ એ!
સુણું ચકિત, ત્યાં ઉડયાં ખગકુલો નભે સેલતાં,
ઉડે જરિ ફરે, વળી અહત ડાળ, કલ્લોલતાં,
સ્હવાર દ્યુતિમાં પ્રવૃત્તિમય, કુંજ કુંજે મુખર.
પ્રભાતરવ એહ અન્ય મહિં વેણુ તે દિવ્યનો
જડાર્ત્તિહર ચેતનોલ્લસત નાદ લ્હેરંત તે
ડૂબ્યો તદપિ કેટલી પળ સ્મૃતી રહી સળવળી
રટી અનુકરી વિડંબિ જડ કંઠથી તે 'ધ્વનુત.
અને સ્વપનથી અજાણ સરિ જાગૃતીમાં યથા,
તથા ફરિ સરી ગઇ શ્રવણુ એ થકી જાપમાં,
લવંત મધુરી ફરી ફરિ જ નામની બેલડી.
ઉઠી શયન બેસિનેય રહું બોલિ 'રાધા કિસન,'
કશું અવર ના સુઝે, મલિન સત્ત્વ જાણે બધું.
ત્યહાં ઉઘડિ કોટડી પઇસિ કહે અમા, "શર્મિલે,
રુઝાઇ તુજ કરડ? લાવ, પાટો ઊમેળાવિ દે."
અમા નિકટ એમ આવિ બઇઠાં, અને ફેરવી
અંત્રે ડિલ શિરે ધરી કર સહર્ષ બોલી ઉઠયાં:

"વહેમ મુજને હતો ધનિક લોકની બેટિ તું,
ત્હને ડગ ડગે જરૂર પડશે મહાવૈદ્યની.
ન લોહિ પણ તાહરૂં કથળયું દેખું સુખભોગથી,
નિરુદ્યમિ દિનોથિ, રોચક અતીસ આહારથી.
ગઈ તુજ કજા નિશાજુગલના નિરાહારથી
અને તુજ શરીરના કુદરતી બળોપાડથી.
શરીર તુજ છે સુરૂપ સુકુમાર તો યે દૃઢ,
બનો કુલાસિંગાર, બેટિ, નિર્ધનિકનાં તપો જેરવી."
દુવા સુણિ હું જાઉં ઊઠિ પડવા પગે, ત્યાં વળી
"અરે બઇસ, છોડું આ," વદત લેઇ પાટો કરે ૧૬૦
ધિરે અતિધિરે ઉખેળત કહી રહે હેતથીઃ
"જ'યે'છ સઉ દર્શને, સઉ ત્યંહીંથિ મેળે જ'શું,
બધા દિવસ એમતૂં ઉટજમાં હશે એકલી.
ઉઠી ડિલ ઘસી તું ન્હા, કચ સમાર મોજે, અને
વળી જ થઇ હો ભુખી, રુચતું રાંધિ આરોગજે.
ન હોય ભુખ ઊઘડી, તદપિ રાખ્યું છે દૂધ તે
યથારુચિ પિજે, રખે જરિય આળું આણે મને." ૧૬૭

૯૫૮

## મંગળ ૮

ગયાં ત્યહિં પડી હું પાય, ઉચ્ચલિત કહેતાં ગયાં,
"થયે રજનિ આવશૂં, ઉટજ વાસિ તૂં રાખજે."
કરી ઉટજબ્બાર બંધ ફરતાં દિઠૂં કોઢ્યને
ખુણે તકતકે તયાર ગઉછાણનું ગારિયું.
લિંપી પ્રથમ કોટડી, મુજ સખીરિ એ રાતની.
લિંપી નવું કર્યું રસોઇઘર, દેવઘર તે પછી.
પુરે કરિ છુટા કરૂં છ મુજ કેશને ચોળવા,
ત્યહાં શ્રમિત એહિ એહિ જ પ્રઢી મ્હને નીંદરે,
ઘડી દ્વય. પરંતુ શી મધુર તાજગી દૈ ગઈ.
ઉઠી રમતિ હોઉં એમ, નવ હોય કયાંયે યથા
કશી સમય જંગિ ચીજ, મુજ કેશ ને ડીલ મેં
ફરી ફરિ ઘસ્યાં મઝાથિ, ખુબ ન્હાઇ ધોઈ, અને
સુસ્વચ્છ બદને ઉરે હસું હસું થતી બનિ રહી.
હતી દુધ ભરેલ તામડિ ભુખાય ’તી ખૂબ થૈ,
રસોઇ પણ ના કરી, પિધું દુધે ફકત વાટકી,
અને સુકવવા પડી જરિ હું ખાટલે, ચોટલો
મુકી લટકતો, ત્યહાં ફરિ મળી ગઈ આંખડી.
અહો નિંદર માવડી! લઇ ઉછંગ દર્દી દુખી,

હતાશ, જુલમીશિકાર, દુર્દૈવ પાશે ફસ્યાં,
વિમર્દિત મદે, પથચ્યુત, કલિયસ્યાં, દુર્બલ,
દળ્યાં અહ મજૂરિની અદૃશ્ય પીસતી ઘંટિએ,
અમિત્ર, ખલભૂલવ્યાં, જિવન જંગ હાર્યાં, વળી
નર્યાં પણ, અસાધ્ય આધિવમળે ફસી ડૂબિયાં:—
તમામ ગણિ વત્સ, ભાવ સરખે, શમામૃત દઈ,
ઘડી સ્મરણકારિ હાથ તુજ ફેરવી. લોહિમાં
નવું સ્ફુરણ સીંચતી, જિવનજંગ—અભિમુખ ફરી
ફરી તું શિશુ સર્વને નવ-ઉમંગ ઊઠાડતી:
સમાન સહુ જીવ બાળ તુજ, હે જગત્ માવડી!
ઉઠી હું લવતી અનેક પદખંડ મીઠા, પિતી
અરે જિભ અરાડતી જ મધબિંદુડાં જૂજવાં.
અને લઈ સુગંધિ તેલ મુજ કેશ સંસ્કારતી
વિચારિ રહિ નાથને ઉર વડેમ શંકા અરે
કુતર્ક લગરીય ફર્ફરિ ગયો હશે, જેમ આ
સમીર કુમળો પ્રગુંજિત દલ કેરિ છાયા ચલ;
ન ઘેરું થિર એથિ ત્યાં કશું પડેલું માને ઉર.
પરંતુ નવ જાણું શી થઈ હશે કુટુંબીજનો
મહીં નરમકેય વાતચિત આ વિષે, જૂઠ શાં
વિશેષ નણંદી કહ્યાં, અતિસજૂઠ આપે જ શું
દશું અણમનાતું, એ શું મુકલ્યાં વડીલે અમા,

નિહાળિ મુજ હાલ, હાથ મુજ, શું અમાએ કર્યું,
અને (અનું સચિંત) નાથ જાણે શું, દોષ શો મુજ ગણે.
મળે કયહિં ? કહા ? અકેલ યમુનાતટે, કુંજમાં ?
અરે યદિ અહીં જ આજ વડિ એક એમાં, સહુ
કુટુંબિજનને મઝા કરતે રાખિ મેળા વિષે,
છુટા પડિ જઈ સહેત મુજ માટ આવી ચડે ?
ઉંડી મુજ પરે રતી; પ્રણય શુધ્ધ આત્માતણો;
રિઝે મુદિત થૈ રહે મુજ શરીર સૌન્દર્યથી:
વદે ન કહિયે ઘણું. ઝગિ રહે દગે દીમિયો.
જરૂર અવ આવશે; ઉઠું; તયાર થૈ જાઉં હું.
ગમે કુસુમ એમને. ઉટજ પૃષ્ઠ વાડા મહીં
અધીર મુજ ઢાંકતી કુસુમ વીણવામાં પડું;
વિચાર કરતાં જ સદ્ય કરિ ચાંદલો, સજ્જ થૈ
લઈ કુસુમ છાબ ગૈ ઉટજ પૃષ્ઠ, ને આદતે
મુખે પદ પસંદ એકદ્વય જ્યાં કુજાયાં ધિરે,
ત્યહાં વળિ સુઝયું, ન કેમ પતિને અહીં આવતા
નચિંત કરિ હોજ એ દુર તિહાંથિ, કે હૂં ન વા
રડંત, કજળેલ વા, દબિ ગયેલ આપત્તિથી.
અને પદ પસંદ જે રટતિ'તી અતીમંદ હું
મહીં મહિં હું લાગિ ગૈ હલકથી ય લલ્કારવા
પ્રલંબ સુર, હડે દ્રુતે વળિ વળી જ ખુલ્લે ગળે.

ન છાબ અરધી ત્યહાં દુર સુણાય ટૌકો જ એ !
ફરી ! પછિ સિસોટિ, ને ઝડપિ ચાલ એ મ્હાલતી.
મુકી કુસુમ છાબ હેયું ઉછળીન કરિ તંગ ને
ગઈ ઉટજબ્હાર, ને કડિ ધિરે ઉઘાડી દઈ
ઉભી ઉઘડતૂં મ્હને લપવિ દે 'સ્વયં એમ હું.
પરંતુ મુજ દાવ તો અવળ એ પડ્યો, બ્હારને
ફરી પતિ ભિંડે ત્યહાં પ્રકટ આખિ યે થૈ ગઈ,
લિયે નિરખતાં જ નાથ કરમાં મ્હને ઉચલી,
અને કરડિ'તી હથેળિ, નિજ છાતિએ આવિ તે
લહી, પુછિયું "દાખું કે ?" (ચુમત) "કે હજી દુઃખશે ?"
સ્મિતે કર બિન્ને ધરી ગરદને, હું થૈ ગૈ ઉભી,
હથેળિ વતિ ને અને પતિ ખભો દબાવી રહી.
"જરાય દુખતું નથી ? દશન ડાઘ તો આ રહ્યા;"
"અહેનિ પ્રિય ડીંઘ હોંસથિ મુને રુડાં છૂંદણાં !"
"અહો મુજથકી ય તો શિદ ન દેઉં સાજે કરે ?"
હસંત ગયલીન ખિલખિલી બાહ્ંહાં અમે, ને કને
લિધી કુસુમ છાબ મેં પતિ ભુજબંધો ગૂંથવા.
"બજાર દિક જામિ'તી ?" પુછિયું મેં ધિરે, ત્યાં કહે,
"વડીલ મ્હસ ખાટિયા બળદના ઉંચા ભાવથી.
કહે છ, 'નગરે જ'શું, કનક જો'તું વળિ આણશું:
જવે વરસ બે જતાં, લગન માલતીનાં તદા.'

વદી નવકશું. પરંતુ નિકળીયું જ્યહાં નામ એ
સ્વયંપતિ કહી ગયા વિગત સર્વ સંક્ષેપમાં.
વડીલ નવ એહનાં લખણુથી અજાણ્યા હતા,
ગયો ધરથિ એમને જ શક એહની વાતમાં,
અને કહ્યું અમા જરા. 'નિરખું તો ખરી હાલ શા?'
તિહાં તુરત બાપુ કહે, "વહુ સુશીલ છે, ગોત્ર ના
પિતા વિભવની ઉંચા તુખમની ય મોટાઇનો,
સમાન સહુને ગણે નમનતાઇએ, ને નથી
બધો વખત હાવકી નરમઝુભ એ માલતી.
ભુખી પડિ છ કાલની. લઇ પ્રસાદ ખવડાવજો
હકીકત પુછી તપાસિ કરજો દિસે યોગ્ય જે."
થયું. નિરખિ તું અમા. પ્રકટ બ્હેન કામો થયો.
તું રોઇ ઉરફાટ. જીતિ ઉર લીધ અમ્માતણું.
કહે છ, "કર રંકમાં વિધિ મુકયું અહો રત્ન. ને
હજી વરસિ હોય દુઃખ પર દુઃખ એને શિરે,
દુખે સમદુખી થવાનું ય ગજું ન શું આપણું?
ન એટલિ ય હૂંફ આપણ હયાંથિ શું એહને?'
વડીલ નિકટે સ્વયં જઇ બયાન અમ્મા કર્યું,
લિધી ઉધડિ માલતી. નતમુખી રડી એ ય તે.
"મહને અતિસ ઝાંઝમાં બનિ ગયું બધું, શું કરું!"
સમેટિ લઇ તેહ વાત પછિ નાથ છેડે બિજી.

"અરે, પણ, શું, શર્મિ, ચિત્ત તુજ સોંપ્યું તેં કહાનને
નહીં હજિ દિઠો ય જે? લવ ય ના રહ્યો તું-ઉરે
ખુણો ય તુજ સ્વામિ માટ ?..."
"મુજસ્વામિ સર્વસ્વ મુજ,"
વદી હું ચુમતી, "ઉગારિ મુજ માતતાત હૂંને ય જે
સમર્પિ નિજ હેત ઉદ્ધરિ રહ્યા દઇ જીવન
સહુ સુરભિયો પવિત્ર સહચારિ દાંપત્યની.
અરે કવણ કૃષ્ણ એ? નથિ જ કામદેવ સ્વયં!
અહો કયમ ન હોય એ મદન દૈત્ય દાદો ય તે!
પતી જ નિજ પ્રાણ, સ્ત્રી ન પતિને કદી બેવફા,
નહીં હું વળિ જો'વિતે'વિ, સતિયોનિ જાયા હું તો,
ત્હમેય નહિં નાથ, નાથ જગતે ઘણા જેહવા,
કર્યાં છ ઉપકાર હૂં પર ત્હમે ન સામાન્ય કૈં:
અનેક અતિ ઘોર જોખમ વચે ઉમંગે ઘસી
ઉગારિ લિધ, નાથ, તેં મુજ વડીલને ને મ્હને,
સ્વછંદિ અતિ પાપિણી અગર છેક નાપાક હો,
તથાપિ નવ એ'વિ, નાથ, થઇ હૂં શકૂં તૂં સહુ.
ન કેમ તુજને હજી મુજ પતીજ પાકી પડે?
કુસંશય જરાય કાં તુજ દિલે સ્ફુરે હૂં વિષે?
અહો બહિનિ આળઝેર ઉતરી ગયૂં ના હજી,
અને વયણશલ્ય કારિ હજિ સળવળે છે ઉંડે!

"અરે નહિ નહીં. વિશુદ્ધ રતિપાત્ર શંકાતડે
નકામું બનિં જાય; જ્યાં રતિ ન ત્યાં હ શંકા ઠરે.
ન એક જડથી ફૂટે હરિત દ્રાક્ષ તુમડી કદુ.
પરંતુ મુઝથી મતી મુજ રહી નિરાળી બિના.
સખીગણુ કહે શું આ કિસન રાધિકાનૂં તહને
જરેજર ખરૂં કહે; નથિ કુંવારિ એ રાધિકા
સખીય તુજ ગોપિયો ઘણિ વરેલ કૌટુમ્બિની,
સનેહ પતિના સહે કિસનનેહનો મેળ શો ? ૧૩
સમાય નરને હિલે ન રતિ યુગ્મ નારીતણી
દ્વિધા રતિ સમાસ ક્યાંહ સુકુમાર નારીઘટે ?
કહે છ વળિ ઊર્ધ્વરેત હઠ જોગટો કિસનને,
ન એ અવળ માર્ગથી અવર કો સુણ્યો નારકી.
કહે છ વળિ **વાસુદેવ બલભદ્ર** જે મદ્યપી,
ચહે કિસન જ્યેષ્ઠ બંધુ સમ ક્રૂર એ મલ્લને.
પુરાણુ શુચિ ભાગવત્ પરમ ધર્મ **નારાયણી**,
ઋષિહૃયપ્રચાર, પૂત શ્રુતિમંત્ર, વિધિ શુભ્રથી,
અહિંસક નિવેદ, માનસિક ભક્તિએ સૌમ્ય જે,
ખરો ધરમ આપણો; કિસન ગોંવળી તેહમાં ૧૪
અનેક અવળાં વિધાન ફુંકતો, કળે ગળ છળે.
અજોડ ભુરકી કુશળ જાદુસિદ્ધ પાખંડિ એ."
હસી પડિ હું લાગલી; ઉછળતૂં હસૂં માહરૂં

સહી પતિ ગયા નિસર્ગિં સણુરાઈએ સસ્મિત.
"અરે સકલ ગોપને જન કહે વૃષભથી, ન શું
ખરું ? મુજ કને શું આ ગપપુરાણ શી ભેળના ?
હું શું સમજું ધર્મ વ્હેમ છળ જાદુ પાખંડમાં ?
હું તો સમજું આટલું સુણિ વિગોણું આ સામટું
અવશ્ય શિર કૃષ્ણને ગુપત શત્રુ કો ખારિલા
જુવે અરુંપરું ન જે અતિસ એહને ભર્ત્સતાં.
સખીગણ વિષે પુછો છ, કહું પૂર્ણ શ્રદ્ધાન્વિત,
નિખાલસ વિશુદ્ધ એ મુજ સમાન ગોપીજન.
ચહે પતિ, મરી પડે કુલનિ લાજને રક્ષવા
ન એક ય રહોય જોઈ તમ કલ્પના પૂતળી.
અસત્ય યદિ આ ઠરે, શિર વધેરજો માહરું.
દિઠી છ વળિ રાધિકા, નિજ દૃગે જુવો રે તહમે
અને તમ દિલે કુસંશય મળો ધુવાઈ જશે.
મુખાબ્જ જ જુવો તહમે, ફરિ ફરી જુવો નેણ એ,
પ્રવૃત્તિ દિનરાત એનિ નિરખોજિ સેવા નરી,
તહમે ય બનશો પ્રશંસક જ એ સખી-કૃષ્ણના.
નથી કિસન મેં દિઠો, પણ તહમે શું એની સહે
પિછાન કરવા ચહ્યું, અલગ તો ય શું એ રહ્યો ?"
"ખરું કહું ?" વદે વિચારિ મુજ વાત મ્હારા પતિ,
"નથી ઘણું હું ગોકુલે વસત વર્ષ પાંચેકથી

પિતા તુજ તણા પ્રસંગમહિં હૂં હતો ઘૂમતો,
અને અવર કાર્યતંતુ ય હતા મ્હને ખેંચતા.
પરંતુ મુજ ભાગ્યરેખ સ્થિર થૈ હવે જ્યાં જ તું,
હતો ચહત જેહને વય કિશોરથી તેહ તું
મળી ગઇ હું દીનને સફરસાથિ ભવસિંધુની,
અતર્ક્ય મહદ્ધ્રુતે તુજ પિતાનરૂ તે મહાન
પડ્યો તડિત આફ્તે, પડિ સિધો તું આ ઝૂંપડે
સુંપાઇ મુજ ભાગ્યચિત કરમાંહ્ય તૂં પોપટી,
હવે નવ શું ગોકુલે વસિશ પાય હૂં હેરવી ?
સલાહ તુજ એશ, હોય ભ્રમ માત્ર કાને સુણ્યે,
નિહાળિ દૃગ, ફળતી અનુભવ્યેંજ સત્યો મળે."
સમો વહત લાડ મિષ્ટ મૃદુ ગોઠડી ગુંજને
વધ્યો નમત મ્હોંર સાંઝમુહ માલતી આવિ ત્યાં.
કહે "સુતર આણ્યું રૂંગિન ઉમંગથી ભાઈ, શું
નથી હજિ બનાવિયું ?" વદત "ભાઇ" સાહ્લાદસ્મિત,
"ન એ વસ વડી, થશે અજબરૂપ તો જ્યાહરે
કરાંગુલિ કલાથિ વાછડિનિ ઝૂલ આ ગૂંથશે"
સુણાય ન સુણાય એમ બબડી હું "કૈ વાછડી ?"
"ખરીહિ અલિ બાપુએ પ્રથમ ભેટ તુજ લાડકી.
ન જોડ હિઠિ એહની ભર બજારમાં ક્યાંહ્યે.
લલાટ પગ દૂધ ઉજ્જ્વલ ખિલે નરી માણકી,

ખરી નયન કાન–દોષ નવ અંગ એકે વિષે”
પુછે પતિ બહેનને ‘‘તું ય શિખાશ કે ગૂંથતાં ?”
અમા વડિલ વાછડી ય રજની ય ત્યાં આવિયાં. ૧૮૮
૧૧૪૬

## મંગળ ૯

સહવાર ઉગિ ખુશ્નુમા. ત્રણ જ રોજ હું કોટડી
અને ઘર વિષે પુરાઇ હતિ, . તોય આજે મ્હને
ઉડી ત્યહિં થિ પંખિ વાયુ રવિ વ્યોમ કુંજો મૃગો
યમીસલિલ, ઘાટ, ત્યાં મળત એ સખીસાથ, ને
દરેક લઘુમોટ વસ્તુ, જુનિ તોય પ્રત્યગ્ર ને
મનોહરતરા જણાઇ, મુજ નાડિને ઉમળકે.
સુખી મુજ કલેવરે કુદરતી પ્રતિધ્વનિ સર્વ
લહ્યા જ કુલ–ઇંદ્રિયે ભભકતા પુરા બ્હારમાં.
કિશોરવય થૈ પુરી કુલવધૂ પ્રફુલ્લા બની
સ્વતંત્ર લહરે પુરાં હરખ સૌખ્યમાં મલપતી,
સરી સ્મૃતિનિ ચૂંક, એકરસ સ્વસ્થ ગોપી બની,
સુરૂપ શુચિ યૌવને હુલસતી ’થ હુલ્લાસતી.
વળી ઉટજ તે ય પાય મુજ ઘાસ મખમલિતણી
કુમાશ ’નુભવંત જાય ઝડપે ય નાચંત શા !

અને ઘરતણાં ય કાજ પતવી રહી વેળ તે
ઘડૂલિ લઇ નીસરી, નવલ રાસવિન્યાસ જે
સખીગણુ દિઠો 'ઘ મધ્ય, બઇસાડિ લેવા પુરો.
રહી ઘડુલિ શિર પરે, નવલ તાલિ દેતી કરે,
'ઇક બે ચાર ત્રણુ!' 'ઇક બે ચાર ત્રણુ!' 'ઇક બે ચાર ત્રણુ!'
'મઆધ અવ!' 'મઆધ અવ!' 'મઆધ અવ!'
મિઠું પતિનું નામ એમ ગુંથતી નવા તાલમાં,
ફરંત લધુ કૂદડી સમવતૂં વલય- રાસનું.
ચગી'તિ પુરિ લ્હેરમાં, અવર ધ્યાન લેશે ન્હતું,
ત્યહાં પુંઠથિ આવિ હાથ ધરતી ખભે માલતી
''બુલાવત અમા, પળો જિ લઇ ભાત, તૈયાર છે,''
વદી,—ચમૂકિ હૂં અને પગ ય ઠોકરાતા પડ્યા;
પડી ઘડુલિ ત્યાં જ પ્હાણસમ માલતીઅંગુઠે,
ગઈ નિસરિ ચીસ બ્હેનિ વળિ અંગુઠો ઝાલતાં
જતી'તિ પડિ, મેં જ ઝાલિ લિધ કેડથી સાહિને,
બિજે કર ગ્રહૂં ત્વરાથિ હત અંગુઠો દાબવા.
ઉભી મુજ શરીર ટેકણુથિ એક પગ માલતી,
લઈ ગઇ હૂં એહને દરદમંદ ખોડંગતી,
સુવાડિ દિધ, ને અમા ઉચિત સર્વ કીધી દવા.
ઘડૂલિ પણુ ચોટ મારિ ઉછળી થડે આથડી
ટિચાઇ ગઇ પત્થરે, બનિ વિરૂપ ગોબે ભણે,

નહીં જ હતભાગ્ય કો'દિ ફરિ ગોરિ શિર સોહવે.
ઉતાવળિ પળૂં છ ત્યાં ફરિ ફરી હસૂં આવતું
સ્મરી વિકલ માલતી, જિમતિમે ય ઓઢિગતી,
પડંત વળગી મ્હને, જિમતિમેય હ્રેતી ઉભી.
હસૂં વળિ હસૂં છ ગેંડુ સમ, વાટ કાપ્યે જતી;
નિહાં ઉપર ડાળગુંજઘટા થઈ સાંભળી
અપૂર્વમધુરી વિક્ષિપ્તસુર મંદચંગસ્વના
રહી રહિ વળી અર્જિનિ, પળતી હું સાથ શી, વાંસળી !
અલૌકિક ન વેણુ આ અતિસુદૂર તો યે સુણી
નજીક જ, સુતેલ સ્વપ્નમહિં કોટડીકોટરે.
ખરી જ હતિ વેણુ આ વદન વાસ્તવે વાજતી
સુગુપ્ત યદિ એય તે હરિત છત્ર આચ્છાદને,
પળે યદિ હું સાથ સત્વર, ન તોય દીસે કિહાં.
રહું પળાત મારગે, અવર ધ્યાન ખોઈ બધું,
ત્યહાં તરુનિ શાખ એક અથડાય સ્કંધે મ્હને,
જગાડિ દઈ, વાંસળી ય નવ સંભળાયે હવાં,
અને જઈ પુગી જિહાં પતિ રહ્યા જુવે વાટડી.
ઉતારું કળશી, ન છાશ ટિપું યે ! હું ઝાંખી થઈ;
કહે પતિ, "ભુલી તું હશ." "ભરિ મેં ન, અમ્મા દિધી.
પડી ન, ન ઉતારિ એ પથ વિષે, શું રે આ થયું !"
પુછી પથનિ વાત, વાંસળિ સુણી હતી તે કહ્યું.

હસે પતિ, "અવશ્ય કૃષ્ણ મુજ પી ગયો, વાંસળી
વડે તુજ હરી જ ધ્યાન; રહિ વૃક્ષછત્રે છુપ્યો.
અહો કુશલ છે અતીવ, ટિખળે સદા રાચતો
સુણ્યાં કંઇક આજ ગોપજનથી સ્હવારેં જ મેં.
"બિજાનું ગટકાવવૂં, ટિખળ માત્ર એને ગણો?"
"વિસાત નવ છાશની, સલિલ આ ઝરાઓતણાં'
વિશેષ નરવાં, અહીં દુર ન ક્યાંયથી સો કદમ.
વળી ઘર ઘરે અહીં ધણસમૃદ્ધિ છે એવડી,
ન દૂધ કયમ છાશ માટ કટુ થાય કો કોઇથી?"
પછી નમત સૂર્યમાં ફરતિ ભેળિ સાહેલિયો
થઇ, કહિ બનાવ હૂં બળડિ, "ના રુચૈતા મને
તુફાન. બઇ, બાળટીખળ કુચેષ્ટિતો આહવાં,
રહ્યા પતિ ભુખ્યા વળી પડિ ગઇ જ હૂં ભોળિલી."
અવાજ ટહુક્યો તિહાં અધર, વૃક્ષવાંસેથિ, કે
કળાય નવ ક્યાં થકી, પણ સુણ્યો બધીયે નર્યો
કટાક્ષમય ને હસત રમુજછેદિલો લ્હેરતોઃ
"સુણો અદકડાહ્યલી ! અલિ, ન જાણતી તૂં હજી
અહીં ન વૃન્દાવને કશું જ માહરૂં તાહરૂં,
અહીં હું સહુનો અશેષ, સહુ યે મતા માહરી !"
ક્ષણેક રહિ સાંભળી વિખરિ ચોદિશેં ગોપિયો,
પતંગ જયમ ઊડતા સલિલધાર છોડે થતાં.

વસે અહિં તિહાં જુવે ફરિફરી અધીરી બધે
ચહું પકડવાજ કૃષ્ણ ટિખળી મજાકે છળે
અનંત નવલાં વશીકરણ કામણે વ્હાલમો!
હશે અરુપ કામરૂપ 'વરજાતિ કુશ્જાતિ એ,
સખીજન વિષે ન કોઇ પકડી શકી એહને.
હું યે અજબ મોહ પામિ રુધિરે ય હાલી ઉઠી
અવાજ સુકુમાર બાલિશ તથાપિ એ મસ્તથી.
મતી ય મુજ બ્હાવરી બનિ ગઈ કિસનકોયડે,
ન જંપ મુજને, ગઈ ઘર તિહાં ય ના શાંત થૈ.
નિશા પ્રકટિ, કૌમુદી વિમલ વાંવતીએ ખિલી,
સુતાં સહુ તિહાં મ્હને પતિ લિધી યમી કાંઠડે.
પડી પતિઉછંગ જોઉં મુખ એ-નિશાપતિ પતી.
સુધા ઝરત એયથી. જળ વિશાળ વ્હેતાં અને
અનંતથર નીલવર્ણ રજતોજળાં વ્યોમને
ઝિલી ઉદરમાં ઉતારિ નિજ શાંતિ ને ઠંડકો
સજીવ વિતરી રહ્યાં, લઘુક ગુંજતાં, મૂકતા
તપોમય નિશાતણી નવ યથા હિણાયે જરા,
સુતાં ખગમૃગોતણી નિંદર થાય ઘેરી યથા.
અને રજનિ વાંધતાં ચળક ચાંદનીની વટે
પ્રવાહિ મટિ થાય શું રજતજોટનો પુંજ એ.
ત્યજી અગર જાગૃતી અગણ્ય કીકિને મહમલી

ઉઢાડિ ખુરખો વિશાળ નભથી પડંતો ’વની,
ઘડીક દિક્કાલ સાથ નિંદરેજ એ યે પડે! ૧૦૦
અપૂર્વ સહજોત્થ આમ ભુમિ આભ રૂપો સજે
ઝરે મધુરિમા અગાધ રુધિરેય જે નીગળે,
ગજું શું ત્યહિં જંતુ માત્ર પરમાણુ કણ વ્યક્તિનું
રસાયન અજેય આ, મહિં ડુબી ન એ સ્વસ્થતા
લભે ન, હરિ જૈ, ફરી બનિ જઈ નવીનીકૃત!
થયે રજનિપ્રૌઢ ઘેર ફરિ આવિ પોઢી ગયાં. ૧૦૬
૧૨૫૨

## મંગળ ૧૦

ઉજાસ ઘનશ્યામમાં તરિ રહ્યું છ બ્રહ્માંડ આ,
ધરા ગગન અંતરિક્ષ જપલીન ઓંકારને.
વસે સરગ શર્મિલાઃ નવ પ્રમોદ ઉત્કર્ષ આ,
ઉછાળ અતિ જેહના ’નુભવું વેદના તીવ્ર શા,
ધરોત્થ કદિ હોય, શક્ય નવ એ ધરાજીવને.
કિંવા નવ ધરાય સ્વર્ગ કયમ હોય? આજે બધું
તદેવ દિસતું. ધરા સરગ, સર્ગ પેંડે ધરા!
બધૂં જ યદિ કૃષ્ણ, ને સરગ તો સ્વયં કૃષ્ણજી,
ન કૃષ્ણ જહિં તે નરક!—નરકથી ઉપાડી હું તો

ઊંચે સરગ છૂં મુકાઇ, ચરણુંબુજે કૃષ્ણને !
    અરે તુજ મિઠું તથાપિ, અલિ, કેવું આ ગાંડપણ
ગુમાવિ મતિ શર્મિલા ? શું કામ મુજને કહો શર્મિલા ?
ન કો રુચતું નામ, વ્યર્થ સહુ નામ છાંડીજ શ્રીકૃષ્ણનું,
રટી રહું છ કૃષ્ણ ! કૃષ્ણ ! અવ આવું શ્રીકૃષ્ણ હે !
બજે ફક્ત વેણુ, આવું ધસિ આવું સૂરે પ્રથમ !
ધરા પરહરૂં, મલીન પટ જેમ ઊસેટિ દો !
પ્રભાપ્રચુર ભક્તિનાં સજું છ વસ્ત્ર શાં સુંદર,
કપોતતણિ પાંખ શાં ઝગત ભાસ્કરીબારમાં
સજંત વિવિધા કલા અજબ રંગપલટા વડે !
પદાબુજથિ ચશ્ચશૂં રતિતણું મધૂ તાહરી,
દગોત્પલથિ વારિમગ્ન બનું છૂં અમરતાતણાં,
ભુલાવ મુજને પ્રભો, સુણુતએવ આવૂં પ્રભો,
પવિત્ર તુજ ભક્તમંડળિ સહે ભળૂં કીર્તને.
સુણાય કશું ? પંખિ શ્વાપદ. 'થવા દિસે રૂખડા ?
ન કોઈ જિવજંતુ, કોઇ ના કિરણ જે ન સંદેશહર.
વનોપવન પર્ણ આ અગણુ છે અગણુ તાંહરા
સરોદ કલ મંજુલા, તુજ સનાતના વેણુનાં.
ગુમાવિ મતિ શર્મિલા ? અવ જ લાધિ સાચી મતી !
સુણાતિ તુજ વેણુ આ ? અબઘડી જ આવૂં પ્રભો !
શું છે બહિનિ માલતી ? દુડતિ આવું—હા, કૃષ્ણ હે

જરાક ખમજો વિલમ્બ, લઉં વાળિ અંબોડલો;
હશે જ કંહિં કાંસકી? નથિજ ભાલ રે ચાંદલો!
અહો કહિંજ કુંકુમ? નવ કશૂં નિહાળૂં હું તો
નિહાળું બસ કૃષ્ણ! કૃષ્ણ! થઇ કૃષ્ણમધુમત્ત હું!
અરે ન મુજ કુંડળો કયંહિં હશે પડયાં નેવુરો?
ન નાથ ખિજશે શું?—ભાનભુલિ હૂં ય ગાંડીતુર!
પગેશ્રવણ આ રહ્યાં ઉભય નેવુરો કુંડળો,
પગે શ્રવણ? એકમાં ધ્વનિ રહે સદા વાંસળી,
બિજા (શરત હો હુંને ન) નર્તંત ભકતીરસે રાતદી!
—અરે બહિનિ, આવું આ!—પણું છું, આપ,
અમ્મા, રહો!
—ધરા ઉતર રે ગમાર, સુણ નાથ આ સા'કરે!!
'થયું શું છ ત્હને?' પુછે ચકિત નાથ, જ્યાં ચાંદની—
રસેલ વનમાં અમે રહસિ યુગ્મ 'તાં ટે'લતાં,
અને પદપદે સુણંત વર નામ હૂં કૃષ્ણનું:
'અરે થયું છ શૂં ત્હને, પ્રિય સુહાસિની, શર્મિલે?'
'ધરોધ્ધૃત છું નાથ, મોઇ જગતે, શ્વસૂં સ્વર્ગમાં!
છુટી જગનિશાતમોથિ અમર પ્રભાતે સરી,"
'નહીં, ખિલત યૌવના તું, હજિ મ્હેર ભગવાનની,
નહીં કુસુમ તૂં સુગંધિ પતિસંગ ટે'લી રહી."
ખરું જ, પતિ માહરા હ્રદયનાથ ને વલ્લભ,

—"કૃપા પ્રભુનિ એ ય મોટ, પણ તો ય શૂં અંતરે
વસ્યૂં છ તુજ તે સચિંત, દયિતે, કરે છે મ્હને."
"ધરો ન કશિ ચિંત, નાથ, મુજ પ્રાણ, ચિંતા કશી ?
હતી વિનયના હું, દેવ, થઇ છૂં હવે દેખતી,
હતી નિંદરમાંહિ, જીવન, થઇ હવે જાગતી,
હતી નરકમાંહિ, પ્રાણ, ચડિ પ્હોંચિ છૂં સ્વર્ગમાં !
અને હૃદયનાથ, મ્હારિ શિદ લેશ ચિંતા ધરો
હતૂં અસુખ, પામિ સૌખ્ય પરમાવધી શાશ્વત,
સચિંત યદિ આપ, નેહ નવ આપણો આ ખરો,
પ્રકાશ શશિનો જ, સુંદર તથાપિ નથું સોણલું."
"સનેહ મુજ સિંધુ શો અતલ, છે ચમેલી ધવલ,
સ્વયંભુ, પ્રિય બેલડી, સતત નવતમો, કાલપર:
સચિંત પણ તો ય તાગ નવ પામું ત્હારો જિહાં,..."
અથેતિ કહિ ત્યાં કથા. "દયિત દેવ, અવધારિયે,
પ્હરોડ સમયે ગઈ'તિ નિત જેમ જમનાજિ હું
સખીગણ સહે ધુયાં વસન, ન્હાઇ સૌ નીસર્યાં,
ન વસ્ત્ર મુજ ક્યાં ય દેખું, જડિયૂં ન વા કો સખી.
અસૂરું નવ કોઇથીય સહવાય પ્રાતઃ સમે,
સખીગણ ગયો, અકેલિ રહિ હૂં હજી ધૂંડતી.
સખીસ્તબકનેવુરીરણક દૂર વ્હે ગે જિહાં
જડયૂં જ મુજ વસ્ત્ર બેશ લટકંતુ શાખા થકી

લશિં પણ ન મ્હારું, હીર પટકુળ રુડું દીઠું એ
સળી ચળકતી ખ ચ્યૂં. પહરતી જ જે મ્હેંયરે !
થઇ ચકિત ભીત એ અકળ દશ્યથી, નાથ, ના
નવાઇ ગણશો,"—"પછી પછિ ?" અધીર પૂછે જ એ.
'અધીર બદલી, અધીર ગાગર ભરી, પટો ધૌત લૈ,
અધીરપદ ઊપડી ઉટજ આવવા,–નાથ, એ
સુણાય સુર વેણુના ?" "નહિં નાહીં ફક્ત ટૌકતું
નિડે નિંદરતૂં ખગ,–કથ કથા તું આ તાહરી."
"સુરક્ત ફુલમોટથી શિખર શાખ સુવ્યામ તે
વિશાળ ગુલમ્હોર પાસ મુજ પાય થંભી ગયા.
મુંઝાઇ, પણ શું કરૂં ? ત્યંહિં ઘટાથિ સુણ્યું, 'શર્મિલે !'
ગભીર અનુરક્ત મોહકે અવાજ એ સાંભળી
ગયો ભય સરી, મુંઝે ગઇ ઝરી, સુનિશ્ચે લહ્યું
કહે છ કઇ કૃષ્ણ આ મુજ હિતાર્થ સંદેશડો.
વદી, "સુણું છું હે પ્રભો: વદતુ," "ચાલ્ય, હૂં ને હવાં ?
થઇ છ દગ શુદ્ધ ત્હારિ ? શકશે નિહાળી મ્હને ?"
"પ્રભો, તું બધું જાણતો, બહિર ભીતરે તૂં જુવે,"
"ખરૂં: હૃદય છે નથૂં વિમલ, મૂર્તિ મુજ ઝીલશે ?"
"અશેષ નિરખો, પ્રભો, કશિ જરૂર ત્યાં બોલની ?
ખુટે જિરવવા જ તે બળ કૃપાથના, પૂરજો !"
"ભલે, બન તું સાવધાન ! દઉં છૂં ત્હને દર્શન !"

અને કહું શું નાથ, કેમ પ્રાકટ્ય સાક્ષાત એ
શકૂં ચિતરિ ઓલ્લમાં મનુજની લુલી વાણિમાં ?
તથાપિ તમ છો સમર્થ અર્ઘે પુરૂં કલ્પવા
કુછાય કુબડીથિયે અસલ ભવ્યને આંબવા,–
ઉગ્યો ગગન નીલ ભાણુ. વ્રજ આખું તેજે તર્યું,
અને મુજ સમક્ષ એ વિટપ આવરી અવતરી
અનૂપ ખુદ મૂર્તિ એ, અમરદીપ્તિ ઓજસ્વતી,
અગાધ, પરમાદ્ભુત. વિવશ એ સ્મૃતાથી બની
લપાવિ મુખ નાથછાતિમહિં આંસુ સારી રહી
સ્મૃતી સુખતણું મિઠાં, હરખ ઊભરાતાં; વળી
ધ્રુજી, પુલકિ: નાથ યે મુજ સહે હુલાસિત શા
હથેળિ મૃદુલે રહ્યા શમ સિંચિત વાંસે શિરે.
થતાં લગિર સ્વસ્થ હૂં ફરિ વખાણું, "ને એ છવિ
પ્રભાવક વરેણ્ય એ વધિ વધીજ નીલાર્ચિએ
રહ્યો બનિ શિરેથિ પાય લગિ નીલ વિદ્યુ ત્વડ્યો
ઉચો સબળધી તપસ્વિ મુનિ જ્ઞાનિ પુરુષોત્તમ !
મિંચાઇ દગ માહરી, પડિ હું ઘૂંટણે. શ્વાસ થૈ
ગયો અચલ, લોચનો કરહથેળિયે ચાંપિયાં:
"પ્રસાદ બસ આટલો વધુ સહી શકૂં ના, પ્રભો,
જળે વદન, તેજપુંજ સકલાંગ ત્રાસે, નથી
પ્રહર્ષ ઉભરોજ આ બળ જડેંદ્રિયે ઝીલવા !

દયા! અગર હૂં પડીશ દિપકે ક્ષુદ્રાશિ રખ્યો બની!"
"ખરૂં જ" સુણું છૂં તિહાં ગભિર બોલ ગેબી સ્વને,
"ઉઘાડ નયનો, નિહાળ ફરિ ભેરુ તાહરો, શર્મિલે!
શરણ્ય તુજ સંકટે, (નહિં ત્હનેય દુનિયાતણી
નડે નવ લિલી સુકી) પણ તું ચાહશે એહને
સનેહિ તુજ તો ખરો!"—મુજ સમક્ષ ને જોઉં છું
જસોમતિકુમાર કામણભર્યો જલજલોચન
ત્રિભંગિતતન, સસ્મિત, ભ્રૂ તુફાનિ નર્તાવતો,
પુરૂપ કરડો નહીં, મૃદુલ ભાવ ન તુ અંગના,
કિશોર વિકસેઃ-મુખોજ્વલ લલાટ, આશાસ્પદ,
મયૂરપિચ્છ તારકી મુકુટ વાંકડો કુંતલે!
કરે પરસિ એ દણે ઉભિ કરી મ્હને, વળિ કહે,
"હવે થઇ તું સ્વસ્થ? હર્ષ સરિતા ચડે સિંધુ ના,
વરે મુક્તિયે સમાતિ ભવમાહિં, ગોપી ખરી?"
"પ્રભો, અમથિયે સુજાણ અમ અંતરોના ત્હમો!"
મિઠું સ્મિત કરે, કરે પળ અડે,—પળ્યો વિપળમાં!
અકેલ ઉભિ હૂં જવલંત ગુલમ્હોરની હેઠ તે
હતું જ પલ જે સુનીલ મટતું કિસન ઉડતાં.
ભવાર્તિ લગિરે હવે ન મુજને કદી સાલશે
હદા વસત મૂર્તિ એ, ઉચિત પાત્ર હૂં જ્યાંલગી.
અને કહું ખરૂં જ, નાથ, મુજ બુદ્ધિમાં નામ એ,

સુરેણુસુર એ ગભીર ઘન કંઠ એ કાનમાં,
ગુહાંતર છબી વિમુગ્ધ ઘનનીલ ઓજસ્વિ એ
યથારુચિ ઉંડે શમે રમિ રહે હ્રદે આત્મમાં,
બધી હું તન્મય બની, ન નખકેશ અવશેષ કૈં યે અવર!
"અને હ્રદય આત્મમાં વદ હું છૂં કિહાં, શર્મિલે"
પુછે નરમ ખિન્નનાથ, ત્યંહિં મંદમંદ સ્વરે
"લહૂં છ તમ માટ પ્રેમ વધતો બઢતો સદા
ખિલીત અટંક ન એ." "શું કહ્યું?" 'નાથ, સાચૂં કહૂં
ન કૃષ્ણલગની કદા હિણુતિ પ્રેમ રતિ કોઈનાં
ન માતપતિપત્નિ ભાઈભગિની સુતા સુત બને
ઉણાં જરિય પ્રેમમાં વિમલ કૃષ્ણની ભક્તિએ,
હરીફ નવ ભક્તિ પ્રેમઃ નવ માનુષી નેહ ને
પરાત્મ અનુરાગ શોક્ય લડતી કયાકચિ મથે
થવા ઉપરિ સ્વામિની, અવર ટાળવા પિયુ થકી.
બને વિમલ કૃષ્ણભાવ નિર્મલકરંત નેહો તમામ,
દિયે શરદ વ્યોમ સ્વચ્છ જલમાત્રને વિમલતા.
ન કેમ સમજાય એ?" "નવ કળાતું એ હૂં થકી
સચિંત બનું ભીત ભાવિ કિસ્યું પ્રેમનૂં આપણા."
કહૂં તવ નિખાલસોજ્વળ પ્રભાવ સજિ સામટો.
"જુવો નજર ઉંડિ, નાથ, ડુબવો જિ આ લોચને
જુવો મુજ હરેક શબ્દ સહજોર્મિભીનો ન વા

રજે કૃતક વિતથ પર્સ નિરખો વિશંકા યદિ
કદીય નવ કૃષ્ણમૂર્તિ વિહરો ફરી આ જને !
શપાવ, જઇ ને પડો નરકમાંહ્ય આ શર્મિલા !
તહમે કુલતણા ભજે પરમ ઇષ્ટ ભગવાનને
મુનિદ્રય પ્રણીત પંથ શ્રુતિકાલથી ઊતર્યો,
લઉં શપથ પૂજ્ય એ, પણ કરું છ અભિમાનથી
નથી પ્રણય માહરો ઉતરતો લગીરે, પ્રિય,
રઘૂતિલક માટ તે સઘન પ્રેમથી સીતના !
વળી કહું, ન કૃષ્ણભક્તિ યદિ અંતરે નિર્મલા
પવિત્ર નિરહું મ્હને દિવસરાત બનવી રહે,
અહવાત હુંથિ આપ, નાથ, નવ પૂર્ણ નિષ્ઠા થકી.
અહવાત હુંથિ કોઇ, નાથ, નવ પૂર્ણ નિષ્ઠા થકી.
નથી જ મનુદેહ દેહ ઉપભોગ ( જો કે રુડા )
ઉદાર રતિપાત્ર, સત્ય રતિ તો ફકત આતમની.
ગણાઉં છું હું સુંદરી, બદનનાં દિટે રૂપ તો,
સુરૂપ ખરું તેજ જે સ્થિરલસંત આત્માદ્યુતિ.
પરસ્પર ચ્હેજ આત્મ ઉભયે, ખરો સ્નેહ તે.
સચેત બલવાન કૃષ્ણલગની કરે ’’યોન્યમાં
ગુંથી તૃણ મહાન સાથ, નબળાઇ જંતૂતણી
તમામ હરિ આત્મને દૃઢ કરીને પરમાત્મમાં,
અજે પરમ સ્નેહસદન સ્ફટિકસૌમ્ય, અમરોપમ.

જનોનિ ધૃતિ, સુજનતા, મધુરતા, મતિસ્થીરતા,
બધા જ ગુણ, શક્તિ સર્વ, જનમેળવે કૃષ્ણથી
ઇંદુ સકલ કૃષ્ણ છે, શિવૈં સકલ કૃષ્ણ છે,
અમર્ત્ય નવ કૃષ્ણ વિણ, કૃષ્ણ વિણ નાન્ય છે!
રાધા કૃષ્ણ! રાધા કૃષ્ણ! રાધા કૃષ્ણ!
રાધા કૃષ્ણ! રાધા કૃષ્ણ! રાધા કૃષ્ણ!…"

રહી વદતિ કયાહરે, શરત ના રહી, જાણું આ-
પડી હતિ હું ઘૂંટણે સુણત વેણુ બદ્ધાંજલિ
સુમંદ લહરે, સુશીત પ્રહરે, શશી આથમ્યે
બજી જ રહિ જે મિલાવત સમગ્ર મુજ દેહિ શું,
વિરાટ લયમાંહ્ય સત્ત્વ ચૈતન્યનું સ્થાપતી.
અલૌકિક પ્રવાહ એ મધુરતા દ્રવે માદક
ઉડે અજખ ને શમે ય આશ્ચર્યવત્, તે થતાં
સુમંદ, પતિ મેં સુણ્યા, "ઊઠ અલી, ઘુંટણ દુઃખશે."
અને ઉંચકિ એમણે ઉભિ મ્હને કરી વ્હાલથી.
"અરે, શું ન સુણી તહુમો અ–ધર વેણુ શ્રી કૃષ્ણની?"
"પ્રિયે, તુજ સમાધિ ભવ્ય શું હું પ્રેક્ષતો વિસ્મયે
અને તુજ શરીરને ભુમિ પડી જતું રક્ષતો
કડે જરિય ધ્યાન મ્હારું અવરે જવા દો ખરો?
નહીંજ વળિ તેં સુણ્યું ચકિત તે હશે બાહ્ય કૈં!
સખીજન સુણે છ વેણુ ધ્વણિ વેળ તેનો અવર.
—ચલો ઉટજ, પત્નિરત્ન, વહિ ગૈ છ ઝાઝી નિશા." ૧૯૮/૧૪૫૦

સર્યો દિવસ વારિ  જાય વહિ જેમ જમનાજિમાં,
તરંગ પકડાય નેત્ર પળ, તેમ દિન ચેતનાઃ
મુકે કદિક છાપ, જે સ્મૃતિ મનસ્વિ કો સંઘરે
વહીજ સ્મૃતિહીન જાય કૈં કેટલા દિવસ શું મોજ શું.
બનાવ નવ મોટ, ત્યાં ગમત ઠેકડી ટીખળે
ભરે વખત ખાલિ તે, કૃતક ગૌરવારોપિત.
હતો કિસન લાડકૂં ખિલવણું સખીવૃંદનો,
કરામતિ હતો, વળી કદિક જાદુએ રંજતો.
હતૂ પ્રકટવૂં, અલોપ થવું, વેશ જુજવા સજી
ઘડીક ભરમાવિ સર્વ રિઝવૂં બનાવી હસી
પસંદ ઘણું એહને. વળિ એવિ લીલા ઘણી
નવી બહુતરી છટા ભભક ને ચમત્કારની
ઉડાવત સદાય એ, દિવસ જેટલા ગોકુળે.
કદીક નમતે રવી, ઉભિ વચે, મુખે વેણુ એ
બજાવત, સુણતુંલે રમત રાસ ગોપીજન.
કદી કુડત જે લપાય તરુ ગુલ્મ કુંજે દરે
ગુહા કુઇ તડાગ વાવ દુરગે સુજીર્ણ સ્થળે;
સખીજન ધસે ચુપાસ હસતીજ કલ્લોલતી

કરે મથન ખૂબ વ્યસ્ત વળિ બિત્રિ ઝાલવા એહને:
બડો ચંપલ, ચોટ ચૂકવિ બનાવતો સર્વને.
ચડી તરુવરે તિહાંથિ વરસે ફુલો હસિ રહે,
કળાય નવ ક્યાં ભરાય, નવ તેમ એ વાય છે
કિહાં નિજ અજોડ વેણુ, સહુ સર્વવ્યાપી લહે.
ઉપાડિ જઈ વસ્ત્ર ગાગર ઘરેણું જ્યમ મર્કટ
ગપાવિ દઇ ઘડિ સુંપી દઈ વળી અહો રીઝતો!
સખીગણુ ગણે મિઠી પજવણીય એવી સહુ.
વળી વરવહૂ કને મુકલિ જૂઠ સંદેશડા
વૃથા ઘડિક આમનેમ રખડાવતો એયને.
દિયે ધણ ભગાડિ તેહ પછિ ઠામ પ્હોંચાડતો
સચિંત અટવાઇ ખૂબ ઘર આવિ ગોપો જુવે
અહેતુક કળે તુફાન નર્યું એહને કૃષ્ણનું.
વળી કદિક ગોઠવે સુભગ સાટું એ ગોપમાં
દિયે ટિખળિ તેહને ય પ્રિય રૂપ તોફાનનું.
ઘણીક વળિ ગુપ્ત બાતમિ ન ગુપ્ત એના થઇ,
પ્રસંગ પકડી અજાણ નથિ તે કરે ખુલ્લું, ને
પ્રસારિ ચતુરાઇ દ્વેષિ અતડાં મિલાવી લિયે.
    ચુંટૂં ફુલ તિહાં નિહાળું તરુ હેઠ કો ડોશિને,
પુછે "કવણુ તૂં ?" કહૂં પતિનું નામ ને માહરૂં.
કહે તિ હવિ કાનમાં, "ન વદ તાતનૂં નામ તું,

હતો અમુક રાવનો પ્રિય સખા, થયો જે પછી
અકારણુ શિકાર એ પ્રભુતણા મહાકોપનો,"
ગઈ ચમકિ હૂં, "અહો ક્યહિંથિ, માઈ, જાણો ત્હમે?
નથ્યાં ખબર કોઈને, ઉળખતાં શું જનની પિતા?
પિતા જનનિને મળ્યાં? કદિ? ક્યહાં? કહો કેમ છે?
વળી બટુકભાઈ...?" "રે ન વધુ બોલ!" ડોશી કહે;
"સલામત સુખી સહૂ, વસત ગુપ્ત વાસે હજી,
ત્યહાંથિ અહિં આવું જાણિ શુભ ભાળ દેવા કહ્યું
અકેલિ તુજને, અને તુજ દશા વિષે આતુર;
કહીશ જઈને તું સુંદરિ સુખી છ સ્વામી સહે,
બની રહિ છ ગોપમંડળ વસંત ગોપી નરી,
સનેહ વળિ સાસું ને શ્વશુર નોય છે જીતિયો.
કહી છ તુજને શુભાશિષ વળી કહ્યૂં છે કશી
કરીશ નવ ચિંત, છે ન શિર ભો હવે એટલો."
"ભલૂં તમ થજો, કર્યૂં હળવું, માઈ, મ્હારૂં મન,
સમીપ જ રહૂં છ, આવિ સહુને મળી જાવ તો?
સદૈવ ત્હમને હજો જતન કૃષ્ણ ભગવાનનાં.'
ઉઠી સળગિ ત્યાં, ઝગે કજળતો યથા કોયલો,
"અરે કવણ કૃષ્ણ એ?" ઉપહસી ઉમેરે વળી,
"ન જાણું કંઈ એહને, શ્રવણ એ ન નામે પડ્યું,
કરે શું મુજ જતન એ? નવ મ્હને ખપે જતન એ!"

રહૂં સરલ શાંત હૂં, " જતન સર્વને કૃષ્ણનું."
"ન ચીડવ મ્હને, અલી, ન પરવા ધરૂં કૃષ્ણની."
સખેદ કહ્યું, "માઇ, તો ઉર સ્ફુરે તહમારી દયા—"
"ન જોય, અલિ, તાહરી જનિતણી જની જેવડી ?"
"ન, માઇ, વય સારતી ગરજ લેશ ભકતીતણી,
નિહાળિ નવ ભકિત જે નયન, છે હજી અંધ તે,
ઘટે ધરવિ તેમના પર દયા." "અહો ડાહ્યલી,
ખરૂં શરણ શાસ્ત્ર છે, ઘન ગયાન શાસ્ત્રે ભર્યું,
સદા રહું વિચારિ તે, વરસ ચાળિ' મેં અભ્યસ્યાં,
ખરે જ અણુગ્નણુ ઉદ્ધત વળી દિસે, ટિચકુડી !"
"ન, માઇ વદું બોલ ઉદ્ધત, પરંતુ ના ભકિતને
કશોય ખપ શાસ્ત્રથી." "ચુપ અરે, છું હૂં બ્રાહ્મણી
સુતા સહચરી વળી પ્રખર ગ્યાનિ વિદ્વાનની."
"કશો ય ખપ ભકિતને," રદિ વિનમ્ર દઢ મેં કહ્યું,
"ન, માઇ, રજ ગ્યાનનો. વરજ[illegible] ન જ્ઞાની ગુમાનઃ
સુદીન નવ જે ન તે ઉર [illegible]તી ભકિત નો."
અને તુરત માઇ એ જરઠ ક્રુદ્ધ એ બ્રાહ્મણી—
મુખેથિ નિસર્યો અવાજ મૃદુલો સ્મિતે કૃષ્ણનો;
"યથાર્થ કહ્યું, શર્મિલે ! પચવ્યું સત્ય આ એક તેં,
રહ્યું 'તુ મત્ર સાચવૂં અવર એ થકી ગહન જે."
નિહાળું દગ ફાડતી ન લહું કોઇને યે ત્યહાં,

રહી ફકત આસપાસ ભરિ દેત મીઠી સુવાસ!
રાધા કૃષ્ણ! રાધા કૃષ્ણ! રાધા કૃષ્ણ!
પ્રસંગ વિગતે કથ્યો, સુભગ જાણિ દૃષ્ટાંત એ
જરે જર નિદર્શતા અન્તર કૃષ્ણ લીલા વિધિ,
તુફાન વળિ જ્ઞાન ને અજબ તેનુ સંમિશ્રણ.
અને અવર સત્ય એ કિસ્યું હશે? ન નાથે ભુઝે.
અમે અટકળો કરી ભુસિ ફરી કરંતાં, ન કૈં
શક્યાં દરસિ ઝાંખિ યે શિખરિ એ મહાગૂઢની.
કહે છ મુઝ નાથ છે અપર્યાપ્ત ધી માનુષી;
કહંત ગુરુજી પુનઃ પુનર સત્ય ઊંડાં યદિ
જુવે કદિક માનવી, પરખતો સુસંયોગમાં,
તથાપિ સરિ જાય યોગ, સરિ હાથથી જાય એ
રહસ્ય, મનુજે ન હોય દઢ પકડ એહવાં તત્ત્વની.
તૃષા મુજ તથાપિ નિત્ય વધતાં અચેને વધ્યું,
ઉદાસ રહું, નિત્યકર્મમહિં ભાનભૂલી દિસું.
સચિંત મુજ માટ નાથ નિરખૂં, દિવસ એ વળી
બની દઢ પરોવું ચિત્ત, વળિ થાય લૂલું જ એ.
હતી સુભગ ટેકરી વિકટ ના ચઢાણે, અને
સપાટ પટ મોટ ન્હાન તરુવર્તુલે એહના
સુરેખ હરિયાળમાં તરુણ ન્હાન ગોપીગણ
યથેચ્છ સકલે, વળિ અલગ ગુચ્છમાં ફાવતું

વિનોદન ઘણી ય વેળ; પ્રિય ટેકરી એ ચડી
હતું ફરત રાસ વૃંદ, પડખે પટે ન્હાન ને
બિચાર સ્તબકે કંઈક સખિયો હતી રસળતી.
તિહાં સરકિ વૃંદ વૃંદ મહિં એક ગોપી ફરે
જરા નિકટ આવતાં જ સહુને દિસે ભિન્ન એ.
મ્હને થયું શું માલતી કદિ નહીં અને આજ હ્યાં,
અને બુલવિ નામથી. અવર બે ત્રણે યે ગણી
બહેન ભઉજાઈ કે અવર એહને, તેહ તે
બુલાવિ રહિ અન્ય નામ,—ગોંધળ ઇસ્યૂં જરા વારમાં
મચ્યૂં મુઝવતૂં સખીગણ તમામને, કેમ આ
તદેવ તનુ, ભિન્ન ભિન્ન દિસતૂં ઘણી આંખને!
ચડી કયહિંથિ આવિ ત્યાં પરમસુંદરી રાધિકા,
પડે નજર ત્યાંથિ સર્વ ધસિ જાય એની કને.
દિઠૂં તન નવીન આ બુલવતૂં શું ગોપી ઘણી,
ખભે અડત રાધિકા ઉચરિ, "કૃષ્ણ, આ માંડયું શું?"
હસ્યો કિસન હાસ્યકામણ અનન્ય એનૂં ત્યહાં,
થયો પ્રકટ એ ત્રિભંગિતન વેણુ વાનો મુખે!
પછી તુરત એ પડ્યો ચરણ રાધિકાને, અને
રહ્યો સ્તવિ, "અહો તું ભક્તમણિ, કૃષ્ણશિરતાજ, દેવી મહા!
બિજાં નથિ ન ભક્તઃ વાત તુજ ઓર, હે રાધિકે:

બધાં ય રુપ કૃષ્ણનાં, તુફાન ટિખળો સહૂ કૃષ્ણનાં,
ઉપાધિ વિભુતી અસંખ્ય, અચનવલ વેશ, છદ્મો,
વિડંબ સહુ પારદર્શક ત્હને, રાધિકે, કૃષ્ણના !
નિહાળ બધું કૃષ્ણમાંહિ, અથ કૃષ્ણ, રાધે, બધે,
દગો તુજ રતીરસાયન કિરીત, માયાતણાં
પડો વિંધત ગુપ્ત વાસ્તવ ઉજાસમાં ઉદ્ધરે,
ભ્રમો ઘન ઉછેદતી, ઋતપરા સખી રાધિકે !
અરે સદગ તો ય અંધ મુજ ભક્ત ગોપીજન,
જુવે રતિદગે ત્હમે ય જ્યમ રાધિકા વિશ્વને:
કદાપિ નવ કૃષ્ણથી અલગ કો, ન કોથી કિસન !"
ભુલાવિ વળિ હૂં કને; "પચિયું સત્ય આ, શર્મિલે ?"
કહૂં શું ?. પરસી રહી સજલનેત્ર પાદાંબુજો ! ૧૩૪
૧૫૮૪

## મંગળ ૧૨

થયું ઉટજ સ્તબ્ધ, બે ય ગમગીન અમ્મા પિતા,
થઈ છે ઢિલિ માલતી ય, મુજ હૈયું ડીજી ગયું.
કળાય નવ કોઈએ અશુભ કેવડૂં ભાવિમાં,
—ગઈ છ ઘણિ રાત, નાથ મુજ તોય નાવ્યા હજી.
કદાપિ નવ એમને અસુર આવડૂં થૈ ગયું,

વિપત્તિ કશિ મોટ આજ, પણ તે હશે શી અરે ?
નભશ્ચર ઋષિ અહો, વિનવું નાથને રક્ષજો !
નિશાનભસ, અંધકાર તુજ નાથસહાયે હજો !
વનોપવનદેવિ, ગુપ્તગહને રખાપાં કરો !
મરુત્, દિગ દિગંતથી ય અહિં આણજો નાથને !
દિનાંત સમયે હતો જણ બુલાવવા આવિયો,
પડયો તુરત વ્હેમ મોટ ઉરમાં દગાનો કશા;
ન આંખ હતિ એ નિખાલસ ઉજેસ વિસ્તારતી,
મુખે દિસત ક્ષુદ્ર નીચકર્માતણું ઠઠણ ને.
પરંતુ સુણિ એહનૂં કથન સાચું કે જૂઠડું
ગયા બહિર નાથ, તે નથિ હજી ય પાછા ફર્યા.
ઉઠે સબળ વ્હેમ જેમ રજની વહી જાય છે,
કરો જતન કૃષ્ણ, ભક્તતણિ પ્રાર્થના સાંભળો !
રાધાકૃષ્ણ ! રાધાકૃષ્ણ ! રાધાકૃષ્ણ !
જપંત જપ એ વરેણ્ય કર્ણ શાંતિ પામી શકી,
નિશાચડતિમાં કઈંક મળિ આંખડી યે હશે.
પરંતુ ઉટજે ન કોઇ સુતું, રાત આખી વહી,
પ્રભાત ઉગતે દિઠા ત્વરિત આવતા નાથને,
અને સહ દિઠા પધારત સ્મિતાસ્ય શ્રીકૃષ્ણને.
પિતા ઉટજ બ્હાર આ, ધસત પુત્રને ભેટવા,
ત્યહાં જ સુણિયા બનાવ ટુંકમાં ઉભી રાતના.

પિતા સહ પ્રવેશિયા ઉભય, કૃષ્ણ બેઠા જરી,
કહે પછિ, "હું આવું વંદિ જઇ તાત માતાજિને.
ત્હમે ય ઘડિ સ્વસ્થ થાવ, ત્યહિં આવુ પાછો નકી."
જતાં કિસન નાથ સર્વ વિગતો અથેતી કહેઃ-
ગઈ ઉતરિ ઘાત (કહે જિવન), કૃષ્ણનો પાડ એ!
છુટો છઉં સુબદ્ધ ના કદિ, કૃષ્ણનો પાડ એ!
પુરો જ સપડાયેલો સ્વજન મિત્ર કો સાથ ના,
મ્હને જકડિ લેઇ જાત દઇ દેત વેરીકરે,
તું યે ત્રિગુનિ શર્મિને મુક્ત થવા બિજે એકલી
હતી હરવિ, લૈ જવી, "મુજ પિતા તણો વૈરિ?"–હા!
હતા જણ સશસ્ત્ર સાત, ગજું એકલાનું કશું,
અજાણ, નવ જ્હેમિ, ભોળપણમાં ફસાઈ ગયો,
ગયો થઇ મુખે કવલ કપટબાજિએ એમની.
"રમ્યો જ જણુ એ દગો નિકળિયા ત્હમે જે સહે?"
દગો જ, અહિંથી ગયા બિત્રણ માલદારો કને,
વધારિ ચરચા કુંડી બિત્રણ ઢોરસાટાંતણી
પરંતુ નવ અંતિમ, કહ્યું જણે, નહીં એ મુખી,
'મુખી સુણિ કબૂલ થાય, ફરિ આવું એની સહે.!
ત્રિજે કહ્યું મ્હને ન જા, રજનિ છે વિનેલી ઘણી,
સવાર પણ સારું તો રગત આપણે ઢોર ખટ
વળી મુજ મને ઠસેલ, અહિં ગોકુળે ભો કશો,

ગયો હું વળગી રહ્યો,–દુર સુદૂર અતડી જગા
વક્ષસ્થલ સમી કરાડ મહિં દેખું શસ્ત્રે સજ્યા
ન ગોપ નવ માલદાર, કણબી ન, રાની નહીં,
દિઠા લશ્કરી જ,–ને મુજ ઉડી જ આંખી ત્યહાં.
કરાડ ઉતર્યો નહીં, લઇ જ જીવ ભાગી છુટયો,
પણૂં હરિણને અરે શરતિ અશ્વ કેરે જવે,
પણે પણ બિહૂં પડીશ હત સૂસવત તીરથી.
ન તીર મુકિયો, ઉડી દ્રુડત સર્વ પૂંઠે પડયા,
જવાન અતિ ચપલ એ, પળત ત્રાંસમાં ઘેરવા.
ત્યહાં નિકટ શાલ્મલી થડ ઉભા હતા કૃષ્ણજી,
ગયા કળિ બધૂં, જવાન નિરખે ન એને ત્યહાં
જરીક પગ લંબવી અચ્યુક આંટિએ પાડિયો.
ઉઠી જ ન શક્યો. થયા પ્રકટ માર્ગ વચે, મ્હને
ગ્રહી કરુણમાર્દવે ઉચરિયા, 'અલ્યા, શ્વાસ ખા !
નથી જ ભય ગોપને કશું જ નંદના રાજ્યમાં.'
કહૂં છ નિરખ્યૂં શું મેં. મુજ શિકારિયોએ દિઠો
કરે ફકત વેણુધારક કિશોર કે,–સિંહ કે,
કરાલ વિકરાલ ફાળ ભરવાજ ટાંપી રહ્યો:–
દિઠો જ જણ એકમાં અગર સાથ ટ્હોળો, 'થવા
પદાતિ રથ અશ્વ હસ્તિ,–ચતુરંગ પ્રૌઢૂં દલ,
અરે અગર ના દિઠૂં નવ કળયૂં કશૂં, આંધળાં

અગાધ ભય વ્યાકુળાં ધસિ જ ધાય ધેનૂધણુ
અચૂક ભરખે સુદૃષ્ટ યમ ભોંમુવાં એમને,–
ન જાણું થયુ શૂં તિહાં, અજબ વા અકસ્માત વા,
પરંતુ સહુ એ છ યે જિવ લઈ ઉભી પૂંછડી
પલાયન કરે સિધા નિજ કરાડ ગમ, ના રહ્યાં
પડેલ ભુંઇ સાથિની કશિય બાળ રક્ષાર્થ કે.
હતો પળત જે બળે બળ તદૈવથી જૈ પડયો
ભું'એ ભુસ્ર ! થયો જ મૂર્છિત, ઉઠે ન એ એઘડી.
નિકાળિ, નિજ સાથ કૃષ્ણ વહતા હજી મરણિયા
સશસ્ત્ર ખટ છે રહ્યા; મુખ થકી'થ શંખધ્વનિ
પ્રલંબ લલકારિયો ધુમરિયાળા ને ગર્જતો.
થયો ચકિત સંચિત શ્રસનને ફુવારે મહતઃ
ખુણો ય નવ વૃંદ ગોકુલ વિષે હશે ક્યાંઈયે,
ગઈ ન પહુંચી જિહાં અજબ જંગિ આ હાકલ !
કહે છ પછિ કૃષ્ણ, 'શાલ્મલિ ચડી નિરાંતે તિહાં
બઇસિ, સુઇ જા, જશૂં ઉટજ પ્રાતરે, માધવ,
ધકેલિ દઉં આ પ્રથમ્ અહિં ધુસેલ મારાદલ.
ચડી ઉપર જોઉં છૂં, અટકળૂં છ ત્યાં 'ભદ્ર ને આવતા,
બિજા કઇંક મલ્લ ગોપ, સઉ ભેરુઓ એમના,
કવાયતિ, તયાર યુદ્ધરમણે અખાડે થયા.
બતાવિ કહિ તેમને કિસન જે પડી ભીડ તે,

અને કિસન ’ભદ્ર વૃક્ષ ચડિ આવિયા હું કને.
ઉભો થઇ રહ્યો જ એક મૂર્છિત કને, બિજા સંચર્યા
ભરાયલ અરિ ત્યહાં, છુપિ ઉભા રહ્યા બ્હારથી,
છુપ્યા નવ દિસે જ જેમ, અમને ય દેખાય ના.
ઘડીક ગઇ, ને કરાડ પર બે હવૈયો છુટી,
ફુટયા ગગન તારકો ભુમિ તળે પ્રકાશી રહ્યા.
અને ત્યહિં જ ’ભદ્ર–ફેંકિ દ્રય ગોફણો વાગિ ગે.
હતા ખટ, મહીંથિ ભોગ થઇ બે ગયા લાગલા.
તુટી જ ગઇ છાતિ જેનિ ઉડિ પ્રાણ તેના ગયા
વસાતિ ગઇ જે ખભે, ખડિ ગયો ખભો તેહણે.
દિધા ખબર આ સુનિશ્ચિત પર્ણિત દૂતે, અને
દુંકી કિસન દીધ ને ઉચિત બીજિ આજ્ઞા તિહાં.
ચહે છ છય ’ભદ્ર તો શિર ઉડાવવાં ખાડમાં,
પરંતુ ન કદી રુચે રુધિર રેડવૂં કૃષ્ણને
સધાય નિજ હેતુ જો વગર ઘાત; ને એ વદે,
“ન આ અરિ ખરો; જુદો અરિ હશે કયો ? કેટલો
સમર્થ ? શું ચહિત ? કેમ અહિં મોકલ્યા આ ખુની ?
ન જાણિ કશું આપણે હણિ જ નાખિયેં, કેવડા
ગુનાહ મહિ તેતણા ગબડિયેં મહા મૂર્ખ શા !
ભયે અધમુવા કરી તગડિ મેલિયેં આ કજાત;
પડયો છ તરુ હેઠ, ને ખડિ ગયો છ જેનો ખભો,

પુરી ઉભયથી ન કેમ મળિ જાય સૌ બાતમી ?
પછી પણ ભલે અહીં ઉભય એ વસે સ્થાયિ જે
બને જ જણુ આપણા, ત્યજિ કુહેણિયો ઘાતકી.
સરે સકલ અર્થ, ને ન હત્યા, ન ટોકે યકો."
સુદર્શનવચેણ એ સુણતબેત્ર કૂદે 'ભદ્ર "વાહ! ધન્ય છે!"
તરૂ ઉતરિ 'ભદ્ર ખાડદિગ યોગ્ય કરવા પળે,
દિયે મુખ પ્રસન્ન વેણુ, રમિ લાડિ તેશૂ કિસન,
રહે બજવિ ને તરૂ ઉપર રાત્રિના મધ્યમાં,
અતિશ્રમિત ક્ષુબ્ધ ભીત શિશુ સૌત્વનન કોમલાં.
મનોભર, સુધાટિપાં શ્રવણ સીંચતાં, હાલરાં!
ગયો પડિ હું સ્વસ્થ ઘેરિ નિંદરે, ઉદયો જ્યાહરે
ઉષા ઝળકમાં ધુણાવિ કિસને જ સંબોધિયો.
અહીં ઉટજ આવતાં પુછ્યું, બનેલ શૂં રાતમાં
કહે, અવર શૂં બને ? રજનિ આખિ એ દુષ્ટને
ભગાડિ, તગડી, ખિજવાડિ. ખુબ ત્રાસિ શસ્ત્રો હર્યાં,
ઉતારિ નહિ, દૂરદૂર ફગવી દિવા પર હદે.
ફરી કર ઉગામતાં 'પ્રભુ' ય કૈંક તો થંભશે,
ન ગોપ ગઊપી શકાય હરિ નંદજી શાસતિ!
મુખી શબ યમી અહે, અહિં જ ચોકિમાં, છે ઉભે,
ખભો ખડિ ગયેલ તે, ભુંઇ પડેલ જે આંટિએ;

કહે છે, 'પ્રભુ' વાંછતો નિજ મહેલમાં શર્મિલા,
પુરાણ નિવડેલ પ્રીત ય ગણે ન કામાંધતા!
સમેટિ સઉ વાત કૃષ્ણ વર સૂત્ર કહતા હવા,
**"બધા જ ઉતપાતનું વિષય બીજ જાણો સદા:**
**જિતો વિષય, કે બનો વિષયદાસ, રે માનવી!"**
વહ્યો પ્રહર, નાલણૂં રસથિ બ્યાન સુણુતાં, અને
પિતા કરિ જ સ્નાન દેવતણિ નાથ સાથે પુજા
કરે છ, ત્યહિં કૃષ્ણુ બલભદ્ર આવ્યા અને
ભજ્યા ઉભય પૂજને; કહત નંદજીની પ્રથા,—
**"બધા જ સુર વંદવા, નહિ જ ધર્મ કો નિંદવો** ૧૪૦
**નમસ્કૃતિ બધી અવશ્ય જતિ ઇષ્ટ દેવેશને."**
રાધાકૃષ્ણ! રાધાકૃષ્ણ! રાધાકૃષ્ણ!
થઈ રહિ પુજા અને દ્વય વડીલ નાથે નમી
શ્રીકૃષ્ણ બલભદ્રના ચરણને પુજે ભાવથી.
છલોછલ ભરાય હૈયું શુભ જોઈ આ દૃશ્યને,
કુટુંબ થયું આખું ભક્ત શ્રીકૃષ્ણ કેરૂં અહો!
અહો વિષય વાસના અધમ શી! જિતેવા ચહો
ભજો ભજિ રહો નિ કૃષ્ણ, શ્રીકૃષ્ણને રાધિકા. ૧૪૮
૧૭૩૨

ઇતિ

# ઓપીહૃદય

## પુષ્પિકા

(વસંતતિલકા)

અચ્છોદના અમૃતની કવિતા પિયાલી
પી પી ફરી, અલિ, ફરી, શું ધરા જરામાં?
દિવ્ય પ્રસૂનગજરો તુજ ઇષ્ટ સાજે
ઘ્રાણી જરા, અલિ ધરા, શું બિજે ધરાંમાં?

(આર્યા)

'ભણકારા' 'આરોહણ'
'રાસ 'પ્રેમનો દિવસ' 'વિરહ' 'માતા–
'સ્નેહ' 'બુદ્ધ' 'રેવા,' વળિ
'રાજ્યાભિષેક' 'ત્હને શાપું!'
'દુષ્કાળ' 'શાંતિ' 'દુર્દિન'
'સમીપ તુજની પ્રભો,' અને બીજા
ભિન્ન વસ્તુ રસ વિવિધે
ભાષા શૈલી નવલલઢણ છંદે,
એક એક કલાધન
કાવ્યોનું ઉપવન રમતે રોપી;
મુક્ત છંદ આઝાદી

૩૬ છંદકુલ અનેક અર્પીને;
નવલ બંધ સૉનેટનું
શતક અનાયાસ સર્જીને;
હવે ઉમેરે છે ત્યાં
કવિ તરુ પ્રૌઢા સમૃદ્ધ નભ છાતા,
આરંભી આ **'ગોપી-**
**હૃદય'** વડે પુષ્ટ શક્તિ વયે.

(સ્રગ્ધરા)

ઓઢી છે આભકેરી ક્ષિતિજ ઝુલ ભરી કામળી કૃષ્ણ એવો
ભાળો આ પૃથ્વિ મુકતે સુચકિત નયને ભવ્ય તો યે કિશોર;
આલેખ્યો સૂક્ષ્મ વર્ત્તી અસલનવલ રંગે ઉમંગે અભક્તે,
ચુમ્મોતેર વર્ષાબ્દે, ઇસવિસન તરે ચાળિસે ષષ્ઠ માસે.

(આર્યા)

જેઠ કૃષ્ણ અગિયારસ
સંવત એક પર ત્રણ નવડે
સોમે બે વાગે, આ
અંત્ય પંક્તિ છે લખી સેહુની.

૧૭૭૬

ઇતિ

# ટિપ્પણ

**અર્પણ** રૈહાના (સામાન્ય નામ હોય ત્યારે)=અમરોડમરો, એ છોડની મંજરી. માટે અહીં મેં ડમરી બા એ વિશેષ નામ લેખે યોજ્યું છે.

**મંગળ ૧**

આખું આખ્યાનક નાયિકાની આત્મકથની રૂપે છે. આખું મુક્ત પૃથ્વી છંદ (પૃથ્વીના બ્લૅન્ક વર્સ રૂપ)માં છે. એ જ લયની પણ જરા લાંબી કે ટૂંકી ("પૃથ્વીતિલક" છંદની) પંક્તિઓ પણ વચ્ચે વચ્ચે આવે છે. થોડીક જ જૂપની પંક્તિઓ છે અને બીજી એક બે જ છે, તે બેશક કોઈ પણ છંદની નથી.

૫ દૈવને એક ઝપાટે. ૯ પોતે સુખરૂપ છે એવી બાતમી રૂપ કિરણ. ૨૨ ચળકે ભરેલાં ૩૩ એક પછી એક ઘડા ભરેલ ઉપર આવ્યા કરે એવું ઊંડા કુવામાંથી પાણી સીંચવામાટેચક્કર ('પર્શિયન વ્હીલ')તેનું રૂપક, એક પછી એક ખૂટે નહીં એટલાં કામકાજની માલા આ નિર્ધન કુટુંબમાં આવ્યા જ કરે છે, તે માટે યોજ્યું છે. ૩૮ આ મિત્રતા એકદમ તુટી અને ઉલટાં અન્યોન્ય વેરઝેર એકાએક વ્યાપી ગયાં, એ અહીં તો માત્ર ન સમજાતા અકસ્માત રૂપે જણાવાય છે; એનું કારણ મંગલ ૧૨ માને અંતે માલુમ પડે છે. ૪૧ નૈશ નિશાનાં, તેના જેવાં. ૫૦-૫૩ જેમાં ને જેની સાથે આપણે આજ અત્યારે કર્તવ્યકર્મ કરવાનાં, તે જ અત્યારે આજે આપણું "સત્ય" આપણું "જગત" આપણી "કર્મભૂમિ."

૫૪ ગોકુળમા ળ લઘુ છતાં ગુરુ ગણાય છે. પિંગળ શાસ્ત્રનો નિયમ (અનેક ભાષામાં જોવામાં આવે) છે કે પંક્તિનો અંત્ય સ્વર લઘુ પણ કવિતામાં ('પ્રોસોડિયલી') ગુરુ ગણી લેવાય. (આ ચોપડીમાં પંક્તિ છેડે નું તણું તું વડું પણું, વગેરે આવે છે તે ઉચ્ચારણ દીર્ઘ ઊનું હોય તથાપિ આપણી ભાષાના સામાન્ય રિવાજ મુજબ લખેલું છાપેલું છે લઘુ ઉ, આ સર્વવ્યાપી નિયમને આધારે.) મુક્ત છંદ અને સામાન્ય છંદ વચ્ચેના ભેદનું બીજ આ તફાવત જ છે, કે મુક્ત છંદમાં અર્થ પ્રમાણે વિરામો આવે. એટલે પૂર્ણ કે પૂર્ણ જેવા વિરાન માત્ર પંક્તિ છેડે નહીં વચ્ચે પણ ગમે ત્યાં આવે. ઉપલો નિયમ કુદરતી છે, તો (મુકત છંદમાં) જ્યાં જ્યાં પૂર્ણ કે પૂર્ણ જેવો વિરામ આવે ત્યાં ત્યાં તે પ્હેલાંનો સ્વર લઘુ હોય તો પણ કવિતા પૂરતો ('પ્રોસોડિયલી') ગુરુ ગણી લેવાય, જો જરૂર હોય તો.–આવા બીજા દાખલા માટે જુવો આ મંગળમાં પંક્તિ ૯૩, મંગળ ૧૨ મામાં પંક્તિ ૪૩, મંગળ ૧૦ મામાં પંક્તિ ૭૯, ૧૦૦, વગેરે. **૫૫ ભ્રછલ:** વત્સલ. આપણા મધ્યકાલીન સાહિત્યમાં કેટલાક શબ્દો અને પ્રયોગો ચલાણી હતા જે કાલગ્રસ્ત થઈ ચયેલા છે. પરંતુ મધ્ય-કાલીન સાહિત્યનો આપણો અભ્યાસ વધતો આવે છે; આમાંથી કેટલાક શબ્દો અને પ્રયોગો પાછા કવિતામાં તો વાપરીને ચલાણી રાખવા જેવા છે. એટલે આ કૃતિમાં એવા બે ચાર વાપરેલા જોવામાં આવશે. આ દરેક સ્થળે આ બધા ખુલાસાનું સૂચન—(મધ્ય. ગુજ.) એટલી ટુંકી સંજ્ઞા વડે કરું છું. **૬૧ અચિરકત** સંસ્કૃત પ્રયોગ. **૭૭ સમય:** કરાર. દ્યૂતને અંતે પાંડવકૌરવો વચ્ચે થયેલ શરતો તેર વર્ષો બરાબર પાળીશું તો એ ગાળાનો અંત આવતાં જ યોગ્ય તે કરવા સ્વતંત્ર થઈશું ખરા ને, એ આશાકિરણને પાંડવો દઢતાથી વળગેલા. **૭૮ સપરાણ:** પ્રાણવાન, બલિષ્ઠ (મધ્ય. ગુજ.)

આપણે હજી પરાણે શબ્દ વાપરિયે છ, તે આ કુટુંબનો છે. ૮૫ અહીં પ્રભુ શર્મિલાને શો મહા મોટો વર આપે છે તે તો આ આખ્યાનકનો મુખ્ય વિષય જ છે. ૯૫ **અરાં–પરાં,** અરૂં–પરૂં: અહીં–ત્યાં, પાસે–આઘે (મધ્ય ગુજ.) કાઠિયાવાડી બોલીમાં ઓરા ઓરે (પાસે) હજી ચલણી છે. ૧૦૨ **રૂખ**–રૂખડો: વૃક્ષ (મધ્ય–ગુજ.) ૧૦૭ કાળા ઘનો, ઊજળી પાતળી વાદળીઓ. **યુગ્મરસ:** દાંપત્યભાવ, શૃંગાર રસ. ૧૨૨ **ઉકેલતી'તિ:** હ બોલતાં ઘણી વાર છોડી દઈયે છ તેમ અહીં છોડી દીધો છે એ હકીકત જણાવવાને આ ('કોમા', 'અલ્પ વિરામ') ચિહ્ન વાપર્યું છે. આ જ ચિહ્ન આને મળતા બીજા બે
૫ જાતના લોપ માટે પણ કવિતામાં વાપરવું ઠીક લાગે છે. (૧) 'થ, 'થવા, 'ધ, 'નુભવું, 'દધિ, ભું'એ, જો'તું, વગેરે=(અનુક્રમે) અથ, અથવા, અધ, અનુભવું, ઉદધિ, ભુંઇએ, જોઈતું, વગેરે. (૨) નર્મદ આવું, અને ન, ભો. હિ. હાલું, જોડણી કરતા ત્યાં કવિતામાં હું લખું છું આ'વું એ'વું, વગેરે; બેશક જ્યાં આહવા, એહવું, એમ હનુ આખું ઉચ્ચારણ છે, ત્યાં હ લખ્યો જ છે. ૧૨૩ **મર્મરવું** આ ધાતુ સંસ્કૃત ય છે. ૧૩૯ ચારે પાંચ જ એમ શબ્દગુલામ ન થવું; થોડીક. ૧૪૩ **બુલાવતિ** આમ બીજે કેટલેક ઠેકાણે પણ ઓનો ઉ વગેરે કરવાની–કવિતામાં ઘણી ભાષાઓમાં ચલણી છે એવી–છૂટ લીધી છે.

**મંગળ ૨**

૨ **નભે:** નભ+યે, નમ પણ. ૭ જાણે નંદનવનથી આવતી હોય એવી. ૧૨ **જઇંયં જૈં પર** બાણ અહીં ભાલા માટે છે. ૮૪ **કિસ્યો** કીદૃશ: (સં) ઉપરથી (મધ્ય ગુજ). કશું શું આમાંથી ઘસારો વધતાં થયાં છે. શું છેક અર્વાચીન છે. ૮૬ **સ–લીલ:** લીલા સાથે.

મંગળ ૩

**૭ ખચ્યા:** ખીચોખીચ ભરેલા. **૧૯** લીલોતરી ચાવતી અને વાગોળતી. **૨૩ વિરાટ લયમેળ:** વિશ્વની મહાન વિભૂતિઓનો પ્રવૃત્તિસંવાદ **૨૯ યમી:** યમુના. **૩૨** રસરૂપ મુદ્દા. **૩૬ અગમાત્મ:** પરમાત્મન **૩૭ જગવી** સચેત કરીને **૫૪** બધું જગત અન્યોન્યનું. **૬૪** બ્હારથી આરોપાતા; આગંતુક. **૬૬** ઉચ્ચ નીચ બંને વર્ગની વાંછાઓ વાસનાઓ; ભાવનાસદૃશી સિદ્ધિઃ જેવા સૂત્રનો અર્થ કરતાં માત્ર ઉચ્ચ વર્ગની વાંછાઓ વિષે એ સૂત્ર છે એમ ન લેવાય. **૮૭** મગજના તંતુઓ અને ઘન–વાદળાંઓનાં ગુચ્છ લકીર ગૂંછળાં થશે. **૯૯ જ્ઞાન** કેટલાંક ચિત્ત-તંત્રો ઘરમૂળથી પ્રકૃતિએ એવાં હોય છે કે એ ભૂમિકામાં 'ધર્મ'નો સુર્યોદયવા ચંદ્રોદય થાય, ત્યારે જ તેમને સુઝ પડવા માંડે સુખચેન પડે વગેરે. (ધર્મવીરો લેખે પંકાઈ ગયા છે તેવા મહાપુરૂષોમાં ઘણા દાખલા આવા છે. તેઓનો અનુભવ સામાન્ય નરનારીઓને શા ખપનો એ સવાલ પર પૂરતો વિચાર બહુ થોડા કરે છે. આપણે ઘણાખરા ગતાનુગતિક, નકલખોર, પરોપજીવી.)

મંગળ ૪

**શુદ્ધિ પં.૬૩** પ્હેલો શબ્દ **પરસ્પર** વાંચવો.

જસોદાને અહીં ધરતીની તેમ સમસ્ત માનવજાતિની મૂર્તિ ગણી છે. આમ કવિ અહીં એક સાથે ત્રણ ઘોડા પ્રદર્શનાર સર્કસ ખેલાડી બને છે! ત્રણમાંથી ધરતી માતાની મૂર્તિ રૂપે એનું આલેખન મુકાબલે ઝાંખું રહ્યું છે.

૧૭ જીવનાર્થ: જીવનનો પરમ હેતુ. ૩૦ ચિડીચડી ચીડાઈ ફરફેરાઇ જઈને. ૪૩ સુણુતખેવ (મ. ગુજ.) શ્રવણે પડતાં તુર્ત; તેમજ દ્રુડતખેવ: દોડીને તુર્ત; વગેરે. ૫૨ ગોકુળ: (૧) એ ગામ; (૨) ઇંદ્રિય કુલ, માણુસ જાનવર કોઈપણ પ્રાણીનો દેહ; (૩) સ્થાવર જંગમ આખું વિશ્વ. ૬૧–૬૫ જીવો જીવસ્ય જીવનં. ન્હાની માછલીને ખાય મોટો મત્સ્ય ને તેને ગળે મગરમચ્છ; 'માઇટ ઇઝ રાઈટ': વગેરે સૂત્રોવડે દર્શાવાતો આદિ કાલથી ચાલ્યો આવેલો સંગ્રામ અને મારામારી કાપાકાપીપ્રધાન જીવનવ્યવહાર: 'સ્ટ્રગલ ફોર સર્વાઈવલ' ૮૧ અમોઘ શ્રદ્ધા: અચલ જિજીવિષા. The lifeforce the spirit of life has unlimited faith in its eternal persistance. Never can light visualize itself as becoming extinct, or turning into darkness. ચૈતન્ય જ સનાતન. ૮૪ અધર: હોઠ, મુખ, (૨) અભૌમ, સ્વર્ગીય. ૮૭–૯૨ As a matter of hard fact, some of this faith turns out quite mistaken, although none concerned was capable of admitting this even as a possibility. ૯૫ આકાશ ગંગા ૧૧૬ અણુવો: હળવો (મ. ગુજ.)

મંગલ ૫

૯ પૂરેપૂરી નિમગ્ન ૧૪ વિશ્વનિયામક મહાસત્ત્વ તો સમુત્ક્રાંતિ ('ઈવોલ્યૂશન') પરિપાકે હજી હવે પ્રકટશે, એ માન્યતા ગયા મંગળમાં છેડાઈ ગઈ; વિશ્વનું જીવાતુભૂત વિશ્વમાં ઓતપ્રોત (ઇમ્મેનંટ) નિયામક પ્રકાશતત્ત્વ હોય તે જ, વિશ્વથી ચાર આંગળ કે દશ આંગળ બહાર, વિશ્વથી અલગ પણ થઇ શકતું, અને તેને પૂરેપૂરું કાબૂમાં રાખતું ('ટ્રાન્સેન્ડટ') તત્ત્વ તો કંઇ

છે જ નહીં, એ માન્યતા આ મંગળમાં રજૂ થઇ છે. ૭૮ પૃથાઃ મ્હોળી=પૃથ્વી. ૮૦ થી ૮૮ ગજપુરીઃ હસ્તિનાપુર. ખંભસ્તંભઃ ખંભાત; તીર્થ શિવમૌલિઃ સોમનાથ; નાથજગ: જગન્નાથ, શિલોરગઃ તક્ષશિલા; વગેરે. ૧૨૧-૨ સત્ય સકલ શિરોમણિ પદાર્થ છે, પણ માનુષી મતિની અશક્તિ એવી છે કે એનાથી તે કળાય નહીં એવો અતકર્ય છે. આને યુરોપીય ફિલસૂફીમાં અજ્ઞેયવાદ (અગ્નાસ્ટિસિઝમ) કહે છે. શર્મિલાને કાને એની બુધ્ધિને દરવાજે આઃ અને આવી મુશ્કેલીઓ એક પછી એક આવે છે ખરી, પણ આતુરા ભકિત તરફ મૂઠીઓ વાળીને દોડતા એના ચિત્તને એ કશું નડતું નથી, ના જ નડે, એ આ ટુંકા આખ્યાનના એક ધ્વનિ છે.

મંગળ ૬

શ્રીમતી બ્હેને પોતાના આખ્યાનકમાં શ્રીકૃષ્ણનાં દર્શના ઉપરાંત જસોદા દર્શન, રાધાદર્શન, માલતી કોપ પ્રસંગ, અને, માધવહરણના પ્રયત્ન અને તેમાંથી એની મુકિત એ ચાર ઘટના ગુંથી છે, તેમાંથી બીજીને કંઈક વિકસાવી છે, બાકીની ત્રણ એમણે બીજ દશામાં જ રાખેલી છે, અત્રે ગોપીહૃદયમાં રાધાદર્શનાની ઘટના મૂલ પ્રમાણે રાખી છે, બાકીની ત્રણે માત્ર કળીઓ નથી રહી. અને ત્રીજી ચોથીમાં આ કૃતિ મૂલથી વધારે જુદી પડી જાય છે, ત્રીજીમાં માધવના પિતામાતાને ન્યાયની ખાતર આમ બને છે. ચોથીમાં મ્હારો હેતુ શ્રીકૃષ્ણમાં કિશોરાવસ્થામાં પણ યુધ્ધ લડવા વિગ્રહો ખેડવાની રાજપ્રકરણી વગેરે શકિતઓ ઉંમર અનુભવ પરિસ્થિતિ આદિના પ્રમાણમાં હતી ખરી, એવો એને નિરૂપવાનો છે. વળી છેલ્લા મંગળના નિરૂપણદ્વારા આખ્યાનવસ્તુનું ઐક્ય સુસ્પષ્ટ ઉપસી આવે છે. અને

અડ્ડીં માલની પ્રસંગ છે એવો કોઇ ને કોઈ પ્રસંગ ભક્તના જીવનમાં બને—ઘણું ખરું બને જ—ત્યારે શરુવાતની મુશ્કેલી વિટંબાણા આદિનું છેવટ તો વ્હેલુંમોડું શુભ પરિણામમાં આવે છે જ, અને ત્યારે આગલા બનાવો કસોટી રૂપે ઓળખાઈ ભક્તનું માનસ આતુરા ભક્તિભાવ તરફ વધારે વેગથી ધપી જાય છે. પ્રભુ ક્રિપા હિ કેવલં જેવું સૂત્ર તેને આખા જીવનના નિયામક સિધ્ધાંત હોવાની પ્રતીતિ થાય કે ન થાય, ભક્તિમાં તે આતુર અને સંસિધ્ધ તો થઈ જ જાય છે. **૩૫ ભૂંભૂણતઃ** ભૂં ભૂં ભૂં ગુંજ રહેતા. **૪૨ રૂપસીઃ** સુંદરી. **૪૫ શંખજોડઃ** કાન. **૫૨-૭૮** જુવો આગળ મંગળ ૧૧ અને ટિપ્પણ.

**૯૩ વલયઃ** શર્મિલા એડી શબ્દ જાણીને નથી વાપરતી **૧૭૦** સિઝતાઃ સિધ્ધ થતા (મધ્ય. ગુજ.) શુધ્ધિ **૧૩૩ હથેળિ** વાંચવું.

**મંગળ ૭**

જેમ કુદરત અને પ્રાણીસૃષ્ટિ જેમ વ્યોમ અને સમુદ્ર તેમ કાયા અને મન અન્યોન્ય બિંબપ્રતિબિંબ ન્યાયે વર્તે છે. કાયાની કે સામી બાજુ મનની દુઃસ્થિતિ સુસ્થિતિની અસર જોડીદાર ઉપર થાય છે જ. ૯ અક્ષીણ. ૧૦ શિખર ઉપરના તરુની ટોચ ઉપરથી ખાડમાં **૧૯ સાફલ્ય ૪૯** થી નવો ખંડક શરુ થાય છે. **૭૨** નવો ખંડક **૯૧** યવસ+આઢય. **૯૭** નિરખુઃ નિરખો (મધ્ય. ગુજ.) **૧૦૪ અસ્ફુટ** : અસ્ફુટ પ્રદેશ વા વિષય. **૧૨૦** પ્રત્યેક. **૧૪૭** નવો ખંડક.

**મંગળ ૮**

**૧૧ ડી (ડિ) લઃ** દિલ નહીં પણ શરીર. આવાં બીજાં જોડકાંય

છે—જોઇએ/જોઇયે (આંખે); ગોળ (આકૃતિ) ગોળ (ગળ્યો); સુઝવું/ સુજવું (સોજો આવવો); વગેરે. **૩૫** સ્થિર. **૬૦ લ્હે:** લય. **૯૧** પ્રસાદની તો લાંઘણના વ્રતમાં ય ના ના પડાય. **૯૩ કામો:** મોટું કામ પરાક્રમ (=નિંદ્ય કર્મ) **૯૪** હકકથી કે લાયકીથી પ્રેમ મળે છે તે કરતાં દયાથી ઝટ મળી જાય છે, એ મનુષ્ય પ્રકૃતિની એક અવળાઈ છે! **૯૫ અહો રત્ન** દેહલી દીપ ન્યાયે રત્નની સાથે અહો લઇને મહામોંઘું રત્ન એવો અર્થ પણ થાય. **૧૦૫–૧૦** કામ તે દેવ, **મદન** તે એંજ ભૂખનું દાનવી રૂપ. **૧૧૨ જાયા:** પુત્રી. **૧૩૨ ઘટ:** કોઠો **૧૩૩ હઠ** યોગની સિધ્ધિઓવાળા. ૧૩૪ વામમાર્ગ, પાતકી, નરકે લઈ જતો માર્ગ. **૧૩૫ વસુદેવપુત્ર ૧૩૮ નર** અને **નારાયણ** ઋષિઓનાં સૂકતો વેદમાં છે. તમામ વૈષ્ણવ ધર્મો અને પંથોનું મૂળ આ સૂકતો મનાય છે (દા. ભાંડાર્કર કૃત વૈષ્ણવિઝમ વગેરે અને ગુજરાતીમાં ભાઈશ્રી દુર્ગાશંકર શાસ્ત્રીનાં પુસ્તક જુવો) **૧૪૦ ગોધળી** ઘણીખરી નાતોના બે નામ હોય છે, એક સામાન્ય, બીજું ગાળ લેખે વપરાતું. બ્રાહ્મણ-ભામટો; ખત્રી–ખખ્ખો; તેમ ગોવાળ—ગોધળી. **૧૪૧ ગળ** માછલીને કાંટાવડે પકડનાર કાંટાને માછલીને પ્રિય ખોરાકની જે ચીજ વળગાડે છે તે ગળ. તે ઉપરથી અહીં–લાલચ વડે, કળથી, છળપ્રપંચથી. **૧૪૨ પાષંડ** શબ્દનો મૂલ અર્થ આપણો નહીં તે બીજો ધર્મ પંથ. અને પાષંડી=તે પરાયા ધર્મના અનુયાયી એટલો જ છે, ચલણી ગુજરાતીમાં આ બે યે શબ્દ હીનાર્થે વપરાય છે; અત્ર મૂલ અર્થ જ લેવા. **૧૪૩ હસુું** હાસ્ય (મધ્ય–ગુજ) **૧૫૦ ભર્ત્સવું:** ભાંડવું. **૧૮૫ માણકી:** માણિકય જેવી અત્યંત લાલ રંગની.

**અંગણ ૯**

**૭ સવે:** સર્વ (મધ્ય. ગુજ.) **૮** ઇંદ્રિય **કુલે ૧૨** પાછી વળી

૨૯ **હત** (૧) ઘવાયેલ (૨) કમનસીબ **૮૧ અવરજાતિ** વિદ્યાધર, ગંધર્વ, દેવ, આદિ કોઈ જાતિ કુજાતિ (અવરતો) બીજી કઈ જાતનો? (કાજાતિ શબ્દનો અર્થ જુદો થઈ જાય એટલે વૈયાકરણોતો ખુબજ ચીડાશે તો પણ કુજાતિ જેવો શબ્દ વાપરવો પડે છે.) ચાંદની પ્રવાહીમાંથી રજનો પુંજ બનતી જાય, ઝંખવાતી જાય છે, ચળક ચળક થતી આંખો પર જાણે મથાળેથી નદી અને ધરા લગી આંખો બુરખો પડે છે અને દિશાઓ ને કાલસ્રોતની જેમ એ પણ જાણે જરા નિદ્રાવશ જેવી થાય છે. **૧૦૧સહજોત્થ:** કુદરતી. અપૂર્વ મધુર સુંદર શાંતિ રસાયનનો લોહીને ટીપે ટીપે વ્યાપી જતો ઘસારો માનવ જંતુની શીમગદૂર કે તે અવગણે?

**મંગળ ૧૦**

૩ **પ્રમોદ ઉત્કર્ષ:** 'એકસ્ટસી,' આનંદનો અવધિ. જેના ઉછાળા તીવ્ર વેદનાને મળતા આવે છે. એ ધરા જીવનના અનુભવ, દુન્યવી કારણોએ ઉત્થાન પામતા ના જ હોય. પરંતુ સામી બાજુ ધરા અને સ્વર્ગ વચ્ચે ન ઓળંગી શકાય એવો વિરોધ હોવો જ જોઇએ, એ દૃષ્ટિ પણ દુન્યવી જ ને? જૂઠી જ ને! **સરગ:** સ્વર્ગ (મધ્ય. ગુજ.) **૧૮** ભાસ્કર+અંધાર. **૨૦** ચૂસી ચૂસીને પીઉં. **૨૬** ચોપડીમાં ક્યાંક ણુ ઠેકાણે ણુ છપાયું છે. **૩૯** મ્હને શરત હો કે ન હો પણ. **૪૦ સા' કરવું:** સાદ કરવો, મોટેથી બોલાવવું. (આ ક્રિયાપદ કાઠિયાવાડી બોલીમાં હજી ચલણી છે.) **૪૭** યા નિશા સર્વભૂતાનામ્....**૫૪** નેત્રવિનાની. **૬૨** નવ+તર, નવ+તમ. **૬૪ અવધારિયે:** એકાગ્ર ધ્યાને સાંભળિયો (મધ્ય. ગુજ.) **૭૯ ભીત:** મ્હારા મ્હેયરનું જાણીતું આ કોણ હશે–મિત્ર કે શત્રુ? **૮૬ વદતુ:** બોલિયે (સં.) **૯૯ અમરદીપ્તિ,** બહુવ્રીહિ

સમાસ. બીજે થોડે ઠેકાણું પણ આ સમાસ વાપર્યો છે, તે વાચકે જાતે જોઈ લેવું. ગુજરાતી ભાષાની પ્રકૃતિને આ સમાસ ફાવતો નથી, સંસ્કૃત ન જાણે એવા વાચકને એ દુર્બોધ થઈ પડે છે, એટલે એ જેમ બને તેમ ઓછો જ વાપરૂં છું. ૧૧૩ આ જડ શરીરની ઇન્દ્રિયોએ. ૧૨૪ મારપીછના તારા તારામાંએ અત્યંત સુંદર. ૧૨૫ સ્પર્શવું. ૧૨૬-૭ મુક્તિસિંધુ અને મુક્તિ સરિતા વચ્ચે આવો ભેદ વેદાંત કે કોઈ પણ પંથની મીમાંસામાં હો વા ન હો,–અથવા મુક્તિના આવા ભેદપ્રભેદ શી રીતે હોઈ શકે, એવા કોઈ પણ ભેદ પાડતાં તો વદતો વ્યાઘાત દોષ આવે,–વગેરે વગેરે ચર્ચા ધર્મ આ પંથના આચડી પ્રચારકો, ફિલસૂફો, વગેર કર્યા કરે તેથી કવિને શું? કવિ તો પોતાની કલ્પનાને જે જેવું દેખાય તે તેવું યથાશક્ત નિરૂપે. બાલ્યાવસ્થા હજી ગઈ કાલ લગી હતી, આજે કિશોરાવસ્થામાં મ્હાલે છે, એવા મુગ્ધ ભાવની નખશિખ મૂર્તિ ગોપીને મુક્તિ અને પરમાત્મા સાક્ષાત્કાર કિશોરોત્તમ માખણચોર અને ટીખળી શ્રીનંદનંદન-નાં જ હોઇ શકે...૧૩૬ મ્હારા હૃદયની ઉંડી ગુફાઓ. ૧૪૭-૮ બે સપત્નીઓ લડે તેમાં એકબીજીનાં વાળની તાણાતાણીની હદ લગી જાય. સ્વામીના હૃદયમાંથી શોકયને હડસેલી કહાડી પોતે એકલી ત્યાં રાણી બને, એ દરેકનો મનોરથ. ૧૫૦ શરદનાં નિર્મલ વાદળ. ૧૫૩ નિખાલસ+ઉજ્જ્વલ. આમ અંત્ય સ્વર અને આદિ સ્વર વચ્ચે કુદરતી સંધિ થઇ જાય પરંતુ બંને શબ્દ સંસ્કૃત કે સંસ્કૃતોત્થ ના હોય તો તો એવા સંધિ વર્ણસંકર દોષે દૂષિત,–એ અતિ ચોખલિયા ધોરણ મ્હને નથી માન્ય. હું સંસ્કૃત નથી લખતો, ગુજરાતી લખું છું: લખાણમાં આવતા શબ્દો તમામ ગુજરાતી છે, તેમના બાપદાદા ભલે ગમે તે હતા. શ્રી જીવણજી મોદી, શ્રી મહેબૂબ કાદરી, અને હું–ત્રણે ગુજરાતીઃ એ મ્હારી દૃષ્ટિ. ૧૫૭ આ જનેઃ

મ્હારામાં (આવો પ્રયોગ સં. માં અતિ સામાન્ય છે) **૧૬૩ શ્રીરામચંદ્ર** અને સીતા. **૧૬૫ નિરહં:** અહંતા, હુંપદ, અસ્મિતા, 'ઇગોઇઝમ' 'ઇગોટિઝમ,' અંગતતા, આદિ દેહીપણાના વ્યકિતત્વના તમામ પ્રકાર અને પાશથી વિમુક્ત. **૧૬૯ રતિપાત્ર=૧૭૬ સ્નેહસદન. ૧૭૪ તૃણ:** તણખલું, જીવ (જંતુ માત્ર, વ્યકિત) અને **મહાન:** વિરાટ, પરમાત્મા, ચરાચરવ્યાપિ એકમેવાદ્વિતીય ચૈતન્યનો નિરવધિ સાગર. **૧૭૯ શિવં:** શંકર, સુખદ, કલ્યાણકારી. **૧૬૪-૧૮૦** ભકિતથી થતા ચારિત્રોત્કર્ષનો આ દાવો ઠીક છે, પરંતુ એકદેશી છે; અવ્યાપ્તિ દોષ દૂષિત છે, અગર જો કે ભક્તો કે ધર્મફિલસૂફોને આ ન સમજાય તે ય કુદરતી છે. લાંબી ચર્ચા અસ્થાને. પરંતુ કલા, વિદ્યા, વિજ્ઞાન, દેશ, માનવજાતિ આદિની વિશુદ્ધ એકનિષ્ઠાથી ભકિત ઘણા કરે છે અને એની ભકિતના પરિણામ પણ ભકિતની વિમલતા અને સર્વસમર્પકતાના પ્રમાણમાં ભક્તના ચારિત્રોત્કર્ષનો આવે છે **૧૮૬ દેહિ-સમગ્ર** જુવો ઉપર ૧૭૪ તૃણ-મહાન. **૧૯૧-૮. માધવ** તુર્ત કળી જાય છે કે આને તો આ સમાધિ દશા પ્રાપ્ત થઇ. અને તેનું શરીર લથડી ના પડે એમ તેને સંભાળતો સમાધિ પૂરી થવાની રાહ જોતો ઊભો. વિશુદ્ધ આતુર અને સર્વસમર્પક ભકિતનું શિખર--એ ભકિતની અવધિ-સમાધિદશા છે, અને શર્મિલાને તે અહીં પ્રાપ્ત થયેલી વર્ણવી કવિ આખ્યાનને ટોચ લગી પ્હોંચાડી નાયિકા શર્મિલાનો પોતાપુરતો વિજય નિરૂપી સુખી પરિણામ આણે છે. વિશુદ્ધ આતુર અને સર્વસમર્પક ભકિતવાળા તમામ ભક્તને સમાધિદશા પ્રાપ્ત થાય જ એમ નથી. શરીરમનનો અમુક બાંધો એમાં મર્યાદા રૂપે છે. તે ના હોય તો ભકિતએ ઉત્તમોત્તમ હોય તેવા ભક્તને ય સમાધિદશા પ્રાપ્ત થતી નથી. અને બીજું--આ નિર્વિકલ્પ સમાધિની દશા છે; જ્ઞાનમાર્ગના શિખર રૂપે જે સમાધિ દશા

પ્રાપ્તિ વિષે કહેવામાં આવે છે તે સવિકલ્પ સમાધિ-ઋતંભરા સમાધિ દશા, જેને આનાથી ઘણી ભિન્ન જણાવાય છે. આ સમાધિદશા દરમિયાન શર્મિલા કહે છે હું દિવ્ય વેણુનાદ સાંભળી રહેલી, અને જાગ્રતિમાં આવતાં એણે તો માનેલું માધવે પણ એ વેણુનાદ સાંભળેલો હોવો જોઇએ. પણ માધવ તેનો ભ્રમ ભાંગે છે. સમાધિદશા દરમિયાન શર્મિલાએ સાંભળ્યું તે સૌ સાંભળે એવું "બાહ્ય" ('ઑબ્જેક્ટિવ') કંઇ પણ નહીં, સખીગણ વારંવાર શ્રીકૃષ્ણ મુખે વાગતો વાસ્તવિક વેણુનાદ સાંભળે છે તે પણ નહીં; શર્મિલા તેને 'વેણુનાદ' કહે છે એટલે તે એના પોતાના જ ચિત્તતંત્રનો કોઇ પ્રકારનો સુંદરોત્કૃષ્ટ "અનાહત નાદ" હશે. મતલબ કે માધવ જડ દુન્યવી જીવ નથી; ભક્તિ અને ભક્તો માટે એને સમભાવ છે; અને સમાધિદશા તથા ત્યાં લગી પ્હોંચતા ભક્તો માટે તેને આદરમાન છે, એમ આપણે આ મંગળની છેલ્લી પંક્તિમાં એણે 'શર્મિલે'ને બદલે 'પત્નિરત્ન' શબ્દ વાપર્યો તેથી જોઈ શકિયે છિયે.

**શુદ્ધિ ૧૧૦ પ્રજ.**

**મંગળ ૧૧**

**૧-૬** મોજા પર મોજું, દિવસ પર દિવસ, વહ્યે જાય છે; નેત્ર-ધ્યાન-કોઇકને પકડે; સ્મૃતિ તેમાંથી પણ કોઇકને, લાંબો ટુંકો સમય, સંઘરી રાખે. દિવસ બીજા બનાવે ખાલી હોય તે તેમાંના રમત તોફાને યાદ રહે, ત્યારે તે દિવસ તે રમતતોફાન એટલું અઘટિત ગૌરવ મેળવે. **૧૯** બે ત્રણ **૬૪ જનિ:** મા. **૬૮ ગયાન,** ગનાન (મધ્ય. ગુજ.) **૬૯** ચાળીશ. **૮૦** અનુભવે સાધવું (સિધ્ધ કરવું, જાણીને પચવવું.) **૮૭ બુઝે:** બુઝવું, બુધ્ધિ પ્રવૃત્તિએ જાણવું, બોધ

થયો. ૮૯ શિખરિઃ સૌથી ઉચ્ચ ૧૧૧ ઇચ્છ્યૂંઃ ઈદ્દશ (જુવોકિસ્યું) ૧૯૧–૧૩૨ શ્રીકૃષ્ણની પ્રાચીન મધ્યકાલીન દેવકથાની ચિત્રમાલામાં રાધિકાની મૂર્તિ મોડી પ્રવેશે છે, અને ગોકુળમથુરાંની કૃષ્ણલીલામાં આ નાયિકાનું સ્થાન શ્રી રૈહાના બ્હેને આ આખ્યાનમાં કલ્પ્યું છે તેથી ઘણું ભિન્ન છે. "હાર્ટ" માંની કલ્પના રૈહાના બ્હેનનું પોતાનું સર્જન જણાય છે અને એ આખો ખયાલ આપણ અર્વાચીનોને ઉચિત અને સુંદર લાગે એવો તથાપિ છેક અર્વાચીન છે; જે સૈકાઓમાં કૃષ્ણની દેવકથા ઉદ્ભવી અને મોટે ભાગે ઘનાકૃતિ બની ગઇ, તે સાથે આ તદ્દન નવા અને અર્વાચીન અંશનો મેળ મળે ભાગ્યે; વળી શ્રી રૈહાના બ્હેને પોતાની નવી કલ્પનાને નવૂં જ નામ આપેલું હોત તો માત્ર મેળનો જ સવાલ એની સામે રહેત; આ તો રાધાનામની એ દેવકથાની નાયિકાને અમુક પ્રકૃતિ કર્તવ્યભાર (ફંકશન) આદિની ગણવાને ટેવાયલા ભકતોને તેનો આ નવો અવતાર રુચે કે કેમ?–રુચે ભાગ્યે. અસ્તુ. એ આખી કથાને કેવળ અભિત્તિચિત્ર ગણતા હોય–હોમરનાં મહાકાવ્યમાંના કલ્પિત દેવદેવીઓ જેવી જ, વધારે સત્ય કે સત્ત્વવાળી મુદ્દલ નહીં એવી જ-ગણતા હોય, તે મ્હારા જેવા (હિંદુ ધર્મની ઘણીખરી માન્યતાઓ અને બધાય આગ્રહોથી તટસ્થ) અજ્ઞેયવાદીને આ કશી મુશ્કેલી શાની નડે વારૂ? "હાર્ટ" ને સન્મુખ રાખીને મ્હારૂં આખ્યાનક ઉપજાવવા બેઠો, તેમાં આ તદ્દન નવો અંશ જેયો, તે સુંદર લાગ્યો, એટલે તેને મેં 'હાર્ટ' માં છે એવો ને એવો ખુશીથી અપનાવી લીધો છે.

૧૩૩ પચિયુંઃ જુવો પં ૭૮.

શુદ્ધિ ૧૧ વળી નહીં નવલિ ૧૨ નવી નહીં વળી વાંચવું.

૭ સપ્તર્ષિ, ગ્રહો, તારાઓ અને તારારાશિઓ ૯ હેવી વૃંદા ૧૪ નીચ કર્મોના કરનારનું અને કડણ ૨૪ હસમુખ, ખુશચહેર. ૩૨ કેદી ૪૨ બે ત્રણ કોડી (પચાશ સાઠ) ઢોરનું એક સાટું, મોટું સાટું ગણાય; એમાં દલાલીના આશરે ૧૦ ટકા (૬) ઢોર તો મળે જ. ૪૧ સંખ્યાબંધ ઢોરના માલેક ('કેપિટલિસ્ટ') ને માલદાર કહે છે. માલ= (અત્ર) ઢોર, ૫૧ અંધાપો, અંધ શ્રદ્ધા. મોટા વંટોળ કે ચક્રી તોફાન ('સાઇક્લોન') થી ગોટે ગોટ રજ ઉંચે ઊડી વાદળાં જેવાં જાડાં થઇ બંધાઈ દિવસે પણ અંધારું ફેલાવે છે, તેને 'આંધી' કહે છે. અહીં અર્થ છે અતિ ગાઢ અંધાપો. ૫૩ બળદ, ઘોડા, હાથી, હોડીઓ, આદિની શરતો જુગારની રમતો આદિ હિંદી પ્રજા મેળાઓ અને ઉત્સવોમાં કરતી, આર્યો અહીંના વતની થયા તે પ્હેલાંથી; મેળાઓ ઉત્સવો અને તે સમયના રૂઢિરિવાજ ઠેઠ દ્રાવિડ કાળથી ચાલ્યા આવેલા જણાય છે. એ મેળાઓ ઉત્સવોનાં હાલ ચાલે છે તે નામ, હાલ આપણે માનિયે છે તે એમના આરંભ અને એમના પ્રેયોજન, બેશક, આર્યયુગ દરમિયાન નવેસર ગોઠવાયલાં છે, પરંતુ તેથી ભુલાવામાં ન પડવું. ૬૩ પાછળ પંડલાઓએ ૮૬-૮૯ સેંકડો ઢોરોના ટોળામાં કેટલીક વાર એકદમ અનિર્દિષ્ટ અનામિ પણ મહામોટો ભય ('પેનિક') પ્રસરી જાય છે, અને એ ભયના માર્યાં તેઓ—ટોળાં ને ટોળાં—એવાં તો ઊભે પૂંછડે ભાગે છે, ફાટી જ પડે છે! ભામુવાં: એ ભયે જ મારી નાખેલાંના કાળ તો માત્ર ભક્ષ કરીલે છે. કોણ જાણે એવા ભયે અતિવ્યાકુલ પણ આ છ ભાગ્યા હોય. ૭૬ નિજ સાથ પોતાના મન સાથે વિચાર કરે છે, પણ બાથવથી સંભળાય એમ બોલીને. ૮૨ જંગી: (૧) મહામોટી, (૨) લડાઇને લગતી. ૯૫ એ કરાડની ભોંય

પણ. એ તળિયાંની આખીય સપાટી. ૯૮ પછી માલુમ પડે છે કે આમ ગોફણથી ચપટીમાં મરી ગયો તેજ આ સાતમાં મુખી હતો. ૧૧૧–૪ એક તો મુનો: બે કેદી થઈ ગયા છે. બાકીના ચારને ભગાડી મુકિયે એટલે આ એ જોશે કે 'પ્રભુ' એ સોંપેલું કામ તો બજાવી ન શકયા, એટલે પાછા જતાં તો એના હાથની સજા જ વેઠવી પડે; તે કરતાં અહીં 'પ્રભુ' ને હાથ ન આવિયે એવા સ્થળમાં રહેવુંજ વધારે સારું. પણ જેમની સામે ઘા કરવામાં આવ્યો તેઓ રહેવા દે તોજ રહી શકિયે. તો એમને આપણે જાણિયે છ તેટલું જણાવી દેવું, અને આપણી સૈનિક લૂટારા અને મારાની રહેણીકરણી આપણા શોખો આદિ વર્જી એમના જેવા થઇને અને એમના વફાદાર માણસ થઇને રહિયે તો જ અહીં રહી શકાય. શ્રીકૃષ્ણની સમ્યગ્દર્શિ અને દીર્ઘદર્શિ બુધ્ધિ આ સર્વ કળી જઈ તેનો પૂરેપૂરો લાભ લઈ લેવાય એમ આ સંજોગોમાં વર્તે છે. ઉતાવળિયા "તરતબુધ્ધિ" 'હાથ છૂટી બલા' કરવામાં જ સમઝતા બલભદ્રને પણ આ કહેવામાં આવે છે તે તુર્ત ગળે ઉતરી જાય છે. ૧૭૭ કૃષ્ણ પોતાની વ્હાલી વેણુ સાથે આમ કાર્ય સિધ્ધ થઈ ફુરસદ અને નીરાંત મળતાં-પ્રથમ જરી રમે છે જરી લાડે છે, પછી તેનાથી શકય તે સેવા તેની કને પણ લે છે. હાલરડાં વગાડી મ્હને ઉંઘાડી દે છે કે મ્હારો ત્રાસ મ્હારો થાક ભાવિ વિષે મ્હારી ચિંતા બધું શમી જાય. ૧૨૮ ગઉપા: ગોપી. નંદજી શાસતિ: નંદજીનું શાસન પ્રવર્તે છે, તે દરમિયાન. આ સંસ્કૃત "સતિ સપ્તમી" વાળી રચના પુરાણો ઈતિહાસો કથાઓ આદિમાં ઘણી વપરાયલી છે. રોફદાર ઉકિત વર્ણનને ગૌરવ દેનારી ગણાય છે. ૧૩૧–૨ 'પ્રભુ' નો મિત્રમાંથી એકાએક ખારીલા શત્રુમાં પલટો અકસ્માત ન્હોતો, શર્મિલાનુ અસાધારણ રૂપ જોઈ તે પરણવા યોગ્યવયની થતાં જ એ મદનદાસે એ પંખીને પકડી લેવા તેના માળા ઉપર જાળ નાખી, પણ માળાધણી શર્મિલાના પિતા ચકોર, તે ચેતી

ગયો........શર્મિલાનું ય સાચુ રક્ષણ એ કે તેને તાબડતોબ ગમે તેને પરણાવી દેવી. એ પ્રમાણે આ આખું આખ્યાનક અકસ્માતના વર્ગ-માંથી નીકળી જઈ આદિથી અંત લગી સુસંબધ્ધ બને છે. **૧૩૪ વિષયઃ** સ્થૂલ ઇંદ્રિય ભોગવિલાસની પ્રકૃતિમાં જડ નાખી જામી ગયેલી લતો. **૧૪૦** હિંદ જેવા મોટા વિશાળ ખંડમાં ધર્મો પંથો તો અનેકાનેક હોય; વ-તોઓછો સડો લગભગ દરેકમાં હોય; દરેકના અનુયાયીમાં સારાં નસારાં અનેકાનેક પ્રકૃતિ-ગુણદોષવાળાં માણસો પણ હોય: બંધુભાવ, મતાંતર સહિષ્ણુતા, અને અહિંસાના સર્વસામાન્ય અને મોટા સદાચાર ('વર્ચ્યૂઝ') ધર્મક્ષેત્રમાં ય પાળવાના છે, આપણી આપણા પોતાના ધર્મ માટે જેટલી પ્રીતિ, જેટલી શ્રદ્ધા, જેટલી ધગશ, તેના પ્રમાણમાં પાળવાના છે! વિચાર કરતાં આવી અનેક બાબતોનો સમાવેશ "નહિ જ ધર્મ કો નિંદવો" એ સાદા શબ્દોમાં થઇ જતો જણાશે. **૧૪૪-૬** વ્યકિત તરિકે શર્મિલાની ભકિતનું શિખર મંગળ ૧૦ માને અંતે આવી ગયું. આખું કુટુંબ કૃષ્ણભકત બને-ઓછામાં ઓછું કૃષ્ણ વિમુખતા ત્યજી દે, એ પણ શર્મિલાના દિલનો મોટો અભિલાષ, તે અહીં સધાય છે. આતુર ભકત બની જાય એવી **માધવ** કે એના પિતાની પ્રકૃતિ જ નહીં, તેઓ અહીં શ્રીકૃષ્ણને નંદજીના શાસનના સમર્થ પૂરતી શકિત દીર્ઘદૃષ્ટિ આદિ ધરાવનાર જાગતા અધિકારી લેખે નમે છે. **૧૪૭ જિતેવાઃ** જીતવાનું વધારે ભાર દેવો હોય ત્યારે વપરાતું જૂનું રૂપ.

## પુષ્પિકા

સંસ્કૃત લેખકો પોતાની કૃતિઓમાં પોતા વિષે પોતાની વિદ્યા વતન ગુરુઓ બાપદાદા આદિ વિષે અને ખાસ તો પોતાની કૃતિઓ

વિષે માહિતી પોતાની કૃતિમાં જ આપવા લાગ્યા, કાલિદાસ થઈ ગયો તે પછીના સમયમાં. આમાં આત્મશ્લાઘાનું તત્ત્વ વધવા લાગ્યું. મુગલ સમયના સમર્થ સંસ્કૃત લેખક પંડિતરાજ જગન્નાથમાં આત્મ-શ્લાઘા પોતાની કૃતિની શ્લાઘા વગેરેનો તોટો જ નથી (એના એક મુક્તકનો અનુવાદ ભણકારમાં જોવો, પૃ ૩૨૨). આ પુષ્પિકામાં પ્હેલો શ્લોક પંડિતરાજ જગન્નાથનું અનુકરણ છે. અને આત્મશ્લાઘા એવી વસ્તુ છે કે તે કૃતિમાં દાખલ થાય એટલે પછી અંત લગી થોડીઘણી ચાલ્યા કરે. 'ભણકારા' વગેરે મ્હારી કેટલીક કૃતિઓની યાદી આપી છે; ગુજરાતી કવિતાની મ્હારે હાથે થયેલી મુખ્ય સેવાઓ વિષે થોડો ઈશારો કર્યો છે, હવે લખીશ તે મુખ્યત્વે લાંબા કાવ્યો લખીશ એમ પણ સૂચવ્યું છે. સ્રગ્ધરાની પ્હેલી પંક્તિ શ્રી રમણિક અરાળવાળાની જ લગભગ આખી અપનાવી લીધી છે. **વર્તી**: વર્તિકા, ચિત્રકારની પીછી ('બ્રશ'). આ ભક્તિ કાવ્ય ઉમંગે રચનાર કવિ પોતે અભક્ત છે એ હકીકત ખાસ નોંધી છે. **તરેચાળીસ**: ત્રેતાળીશ. મુખપૃષ્ઠ પર પદની ૪, અર્પણકડીની ૪, મંગળાચરણ કડીની ૬, આ પુષ્પિકાની ૩૦, અને આખ્યાનકના બાર મંગળની ૧૭૩૨ એમ એકંદર પંક્તિ સંખ્યા ૧૭૭૬, શ્લોક સંખ્યા ૪૪૪.

ઈતિશ્રી ગોપીહૃદય આખ્યાન કાવ્ય કર્તાના ટિપ્પણ સાથે સમાપ્ત.

**શુભં ભૂયાત્**

# પ્રોફેસર ઠાકોરનાં ગુજરાતી પ્રકાશનો

( *નિશાનીવાળી ચોપડીઓ સિલ્લકમાં નથી. )

**સંપાદિત ગ્રંથો**:–આ વિભાગ ૧ લો મુકયો છે એટલે **પ્રો. ઠાકોરે** કેવળ સેવાભાવે કેટલી મહેનત કરી છે તેનો કંઈક ખયાલ આવશે.

ત્રીજી ગુજરાતી સાહિત્ય પરિષદ રાજકોટ. ૧૯૦૯, **અહેવાલ** અને **નિબંધ સંગ્રહ** (૧૯૧૧)*

**નવલરામ લ. પંડયા** કૃત **ઇંગ્રેજ લોકનો સંક્ષિપ્ત ઇતિહાસ** અપૂર્ણ (૧°–૧૯૧૨) પછી ઘણી આવૃત્તિઓ થઈ છે.

**કાન્તમાલા: મણિશંકર ર. ભટ્ટ** માટે **ગૌરવ ગ્રંથ** (૧૯૨૪)

**ગોવર્ધનરામ મા. ત્રિપાઠી** કૃત **સાક્ષરજીવન** અપૂર્ણ (૧૯૧૯)

,, ,, ,, **અધ્યાત્મજીવન** અપૂર્ણ તૈયાર થાય છે.

ગાયકવાડ ઓરિયેંટલ સીરીઝમાં **પ્રાચીન ગુર્જર રાસાવલિ** વાલ્યુમ ૧ લું: **શ્રી મોહનલાલ દ. દેસાઇ** અને **શ્રી મધુસૂદન ચિ. મોદી** સાથે સહકારમાં-પ્રકટ થવામાં છે.

**અંબડવિદ્યાધર રાસ**: આપણા મધ્યકાલીન સાહિત્યનું એક આખ્યાન રત્ન છપાય છે.

**આશારામ દ. શાહ** અને તેમના સમય **જીવનચરિત** (૧૯૩૪)

**તરજુમા** આ વિભાગ પણ ગુજરાતી સાહિત્યના ઉત્કર્ષ માટે સેવાકાર્યોનો જ છે.

પ્લુટાર્કનાં જીવનચરિતોમાંથી આઠ ગ્રીક મહાપુરુષોનાં: સ્વ. **પ્રો. હરિલાલ ભટ્ટ** સાથે સહકારમાં (૧૯૦૬)*

**કાલિદાસનાં નાટકો–અભિજ્ઞાન શકુંતલા** (૧°-૧૯૦૬* ૨°–૧૯૩૧)* **માલવિકાગ્નિમિત્ર**, મનનિકા ટીકા સાથે (૧૯૩૩) વિક્રમોર્વશી નાટક, મનનિકા ટીકા સાથે આવતી સાલ બહાર પડશે.

**સોવિયેટ નવજુવાની:** હાસ્યરસિક સામાજિક નાટક: રશિયન નાટકનો તરજુમો (૧૯૩૫) એક યુરોપીય નાટિકાનો અનુવાદ કરેલો હજી બુદ્ધિ પ્રકાશની ફાઇલમાં જ છે.

**કવિતા**–ભણકાર ૧ લી ધારા (૧૯૧૭) *૨ જી ધારા (૧૯૨૭) *૧ લી ૨ જી ને ત્રીજી ધારા સાથે (૧૯૪૨) મ્હારાં સોનેટ વિવરણ સાથે (૧૯૩૫) **ગોપીહૃદય (૧૯૪૩)**

**નાટક નાટિકા–ઉગતી જુવાની:** સામાજિક (૧૯૨૩) **લગ્નમાં બ્રહ્મચર્ય, રોમાંહિટક નાટિકા** (૧૯૨૮)

**વિવેચના**–ગુજ. સાહિત્ય પરિષદ વિષે વ્યાખ્યાનો (૧૯૦૯)* પરિષદ પ્રવૃત્તિ, વિભાગ ૨ જો ને ૩ જો (૧૯૨૮)* **કવિતા શિક્ષણ** (૧૯૨૪)* **લિરિક** (૧૯૨૮) **આપણી કવિતા સમૃદ્ધિ** ૧°–(૧૯૩૧)* ૨°–(૧૯૪૦) **નવીન કવિતા** વિષે વ્યાખ્યાનો (૧૯૪૩)

**નવલિકા સંગ્રહ–દર્શનિયું:** ૧°(૧૯૨૪)*૨°(૧૯૪૦)[કર્તાની કેટલીક નવલિકાઓ આ સંગ્રહમાં કે કોઇ પણ પુસ્તકમાં નથી]

**ઇતિહાસ–જીવનચરિત–ઐતિહાસિક નિબંધ કે વ્યાખ્યાન: અંબાલાલભાઇ** (૧૯૨૮)

**ઇતિહાસ દિગ્દર્શન** (૧૯૨૦) **યુનાઇટેડ સ્ટેટ્સનો** સંક્ષિપ્ત **ઇતિહાસ** (૧૯૨૮)

---

**વિવિધ વ્યાખ્યાનો**–એ દળદાર વાલ્યુમોમાં બ્હાર પાડવાની વ્યવસ્થા થઇ છે.

**પ્રવેશકો**–એ દળદાર વાલ્યુમોમાં પ્રકટ કરવાની યોજના થવામાં છે

**અવલોકનો**–હજી કશી વ્યવસ્થા થઇ શકી નથી.

બીજાં ત્રણ લાંબાં કાવ્યો અને એક બે ગદ્ય પુસ્તકો હજી લખાય છે.

**મુંબઇ, આગસ્ટ ૧૯૪૩**

મુખ્ય બુકસેલર:–**ત્રિપાઠીની કંપની;** પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૨.

**શ્રી હિંમતલાલ ગ. અંજારિયા:-**

આપની નિર્મળ વૃત્તિ અને શ્રમભર્યા અધ્યયનથી ખૂબજ આશ્ચર્ય પામી પ્રભુનો ઉપકાર માનું છું... રહસ્યદર્શક વિવરણથી સમજાવવા માટે આપ જેટલો શ્રમ લ્યો છો તેટલો કોઈ વિદ્વાને લીધો હોય એમ મને સાંભરતું નથી...આપના તરફથી તો પ્રોત્સાહન માર્ગદર્શન અને પ્રેરણા સાથે મૂલ્યાંકનનો લાભ પણ નવીનોને મળે છે...કાવ્યભાવના, કાવ્યકલા, કાવ્યના જુદાજુદા પ્રકારો, કાવ્યનો બીજી લલિત કલાઓ સાથે સંબંધ, અને એવી અનેક અત્યંત ઉપયોગી બાબતો વિષે જે ચર્ચા આપે કરી છે...તે પ્રૌઢ સાક્ષરોને ચિંતનપ્રેરક બનશે. અભ્યાસીઓને ખૂબ મદદગાર બનશે...નવીનો માટે આપ હમેશાં અજબ પ્રેરણા વરસાવ્યા કરો છો તેમ આ વ્યાખ્યાનોમાં પણ વરસી રહી છે...વિવેચના, સત્યનિષ્ઠા, દુર્બોધતા અને એવી ઘણીઘણી બાબતો આ વ્યાખ્યાનો-દ્વારા પૂરતી સમઝાવીને જ્ઞાનધારા જ વરસાવી છે...

(તા. ૨૨-૮-૪૩ ના પત્રમાંથી)

'નવીન કવિતા વિષે વ્યાખ્યાનો' એના 'નવસૌરાષ્ટ્ર'
તા૦ ૧૩-૯-૪૩ ના અવલોકનમાંથી—

...વિવેચના વિષેના તેમનાં મંતવ્યો લાંબાં ચિંતનના નિ: જેવાં છે. કવિતા અને કલાના સહચારમાં વિવેચનાનું ! દુર્બોધને સુબોધ કરી આપવાનું તેઓ માનતા હોવા છ સાથે આમ પણ બેધડક કહે છે કે છેક તળિયાની વસ કવિતા અને કલા દુર્બોધ લાગ્યા કરે છે. તેનો ભાર કવિ .. કલાકારો કે વિવેચકોને માથે નથી.

આત્માની કલા, લોકમત, વિચાર પ્રાધાન્ય, અને સર્જકતા વિષે ચર્ચા કરીને છેલ્લે વ્યાખ્યાતા ગુજરાતી કવિતાનું ભાવિ ભાખવાનો સજાગૃત પ્રયત્ન કરે છે.

...વ્યાખ્યાતાને લાગે છે કે, "યુગને સમગ્ર જોતાં એ ન પગથિયે ચડયો છે અને એ માત્ર પગથિયું નથી, મોટી લાંબ અને પહોળી પગથાર છે...સંક્રાન્તિ અને સાધનાયુગ હ ઓસરે છે, સિદ્ધિયુગની ભરતી શરૂ થઇ ચુકી છે..."